॥ ૐ ॥

# શ્રીમદ્ ભગવદ્ગીતા.

## ગુજરાતી સરલાર્થ.

રચનારઃ—

સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયના મહારાજશ્રી

**અખંડાનંદની રજાથી**

તેમની આવૃત્તિ છઠ્ઠીમાંથી

પ્રગટ કરનારઃ-શા. હરિદાસ જાદવજી,
નરનારાયણનું મંદિર, કાલકાદેવી રસ્તો, મુંબઈ, ૨.

છાપનારઃ મગનલાલ જગજીવનદાસ,
શ્રી 'સરસ્વતી' છાપખાનું, ૩૫૬, નાગદેવી, રસ્તો, મુંબઈ, ૩.

આવૃત્તિ ૧લી. ] [ પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૯. ] [ સને ૧૯૨૩.



# શ્રીમદ્ભગવદ્ગીતા.

## ગુજરાતી સરલાર્થ.

### અધ્યાય ૧ લો:—અર્જુનવિષાદયોગ.

ધૃતરાષ્ટ્ર બોલ્યા:—

હે સંજય! કુરૂક્ષેત્રની ધર્મ ભૂમિમાં યુદ્ધ કરવાના નિશ્ચયથી એકઠા થએલા મારા પુત્રોએ તેમજ પાંડવોએ પછી શું કર્યું! ૧

સંજય બોલ્યા:—

તે સમયે પાંડવોના સૈન્યને યુદ્ધરચનામાં ગોઠવાયેલું જોઇને રાજા દુર્યોધન દ્રોણાચાર્ય પાસે જઇને આવાં વચન બોલ્યો. ૨

હે આચાર્ય! પાંડવોની આ મોટી સેના જુઓ. આપના બુદ્ધિમાન શિષ્ય દ્રુપદના પુત્ર ધૃષ્ટદ્યુમ્ને તેની વ્યૂહ રચના કરેલી છે. ૩

એ સેનામાં મોટા ધનુષ્યને ધારણકરનારા, શૂરવીર અને યુદ્ધમાં ભીમ અને અર્જુનના જેવા યુયુધાન, વિરાટ અને મહારથી દ્રુપદ છે. ૪

અને ધૃષ્ટકેતુ, ચેકીતાન તથા કાશીરાજ જેવા પરાક્રમી તેમજ પુરૂજીત, કુંતીભોજ અને શૈબ્ય જેવા શ્રેષ્ઠ નરો છે. ૫

વળી મહા પરાક્રમી યુધામન્યુ, મહા બળવાન ઉત્તમૌજા, સુભદ્રાનો પુત્ર અભિમન્યુ તથા દ્રૌપદીના પુત્રો, એ સર્વે મહારથીઓ પણ છે. ૬

હે દ્વિજોત્તમ! આપણામાં જેઓ શ્રેષ્ઠ છે તે હવે સાંભળો. મારી સેનાના મુખ્ય નાયકોનાં નામ પણ હું આપની જાણ માટે કહું છું. ૭

આપ, ભીષ્મ, કર્ણ, યુદ્ધમાં જય મેળવનારા એવા કૃપાચાર્ય, અશ્વત્થામા, વિકર્ણ, સોમદત્તનો પુત્ર ભૂરિશ્રવા, તથા ૮

મારે માટે પોતાના જીવનનો ત્યાગ કરે એવા પણ બીજા શૂરપુરૂષો બહુ છે, અને તેઓ સર્વ નાના પ્રકારનાં શસ્ત્ર વાપરવામાં કુશળ તેમજ યુદ્ધ કરવામાં અતિ પ્રવીણ છે.

આ આપણું સૈન્ય અગણિત અને ભીષ્મ વડે રક્ષાયલું છે, અને તેઓનું સૈન્ય થોડું તથા ભીમવડે રક્ષાયલું છે. ૧૦

તો હવે વ્યૂહમાં પેસવાના સર્વ માર્ગોમાં આપ તેમજ અન્ય સર્વ પોતપોતાને સ્થાને ઉભા રહીને ભીષ્મનુંજ રક્ષણ કરો. ૧૧

તે પછી સર્વ કૌરવોમાં વૃદ્ધ અને પ્રતાપવાન એવા ભીષ્મપિતામહે દુર્યોધનને હર્ષ ઉપજે એવી સિંહગર્જના કરીને પોતાનો શંખ વગાડયો. ૧૨

તે પછી એકી વખતે શંખ, નગારાં, મૃદંગ, ઢોલ અને રણશિંગાં વાગવા લાગ્યાં અને તેનો નાદ ઘણો મોટો થઇ રહ્યો. ૧૩

પછી ધોળા ઘોડાવાળા મહાન રથમાં બેઠેલા માધવ અને અર્જુન પણ પોતપોતાના દિવ્ય શંખો વગાડવા લાગ્યા.

શ્રીકૃષ્ણે પાંચજન્ય નામનો, અર્જુને દેવદત્ત નામનો અને મહા પરાક્રમી ભીમે પૌંડ્ર નામનો પોતાનો મોટો શંખ વગાડયો. ૧૫

કુંતીપુત્ર રાજા યુધિષ્ઠિરે અનંતવિજય, નકુલે સુઘોષ અને સહદેવે મણિપુષ્પક નામના શંખ વગાડયા. ૧૬

હે પૃથ્વીપતિ ! મહા ધનુષધારી કાશીરાજ, મહારથી શિખંડી, ધૃષ્ટધુમ્ન, વિરાટ, જીતાય નહિ એવો સાત્યકી, દ્રુપદ દ્રૌપદીના પુત્રો અને મહાબાહુ અભિમન્યુ એ સર્વ પોતપોતાના જુદા જુદા શંખો વગાડવા લાગ્યા. ૧૭–૧૮

આકાશ અને પૃથ્વીને ગજાવી મૂકતા તે પ્રચંડ શંખનાદોએ કૌરવોનાં હૃદયને ચીરી નાખ્યાં. ૧૯

તે પછી હે ધૃતરાષ્ટ્ર રાજા ! યુદ્ધ માટે ગોઠવાઇને ઉભેલા કૌરવોને જોઇને હનુમાનની ધ્વજાવાળા અર્જુન ધનુષ ઉઠાવીને યુદ્ધનો આરંભ કરવા અગાઉ શ્રીકૃષ્ણપ્રત્યે આવું વચન બોલ્યા:–

અર્જુન બોલ્યા:–

હે અચ્યુત ! મારો રથ આ બંને સેનાઓની મધ્યમાં લઇ જઇને ઉભો રાખો એટલે હું આ યુદ્ધની ઈચ્છાથી તૈયાર થઇ ઉભેલા સર્વને જોઇ લઉં, અને આ રણસંગ્રામમાં કોની સાથે યુદ્ધ કરવાનું છે તે જોઉં તથા દુર્બુદ્ધિ કૌરવોનું ભલું કરવાની ઈચ્છાથી જેઓ યુદ્ધ કરવાને એકઠા થએલા છે તેમને પણ જોઇ લઉં. ૨૧–૨૨–૨૩

સંજય બોલ્યા:—

હે ધૃતરાષ્ટ્ર! આ પ્રમાણે અર્જુને કહેવાથી શ્રીકૃષ્ણે બંને સેનાની વચ્ચે તે ઉત્તમ રથને ઉભો કર્યો અને ભીષ્મ, દ્રોણ તથા સર્વ રાજાઓની સામે "હે પાર્થ! આ ભેગા થયેલા કૌરવોને જો." એમ તેમણે કહ્યું. ૨૪–૨૫

ત્યાં અર્જુને બંને સેનાઓમાં પોતાના કાકા, દાદા, આચાર્યો, મામાઓ, પુત્રો, પૌત્રો, મિત્રો, સસરાઓ તથા ઉપકાર કરનારાઓને ઉભેલા જોયા. આપ્રમાણે પોતાના બાંધવાદિને યુદ્ધસ્થળમાં ઉભેલા જોતાંજ અર્જુન કરૂણાના અત્યંત આવેશમાં આવી જઇને આવું બોલ્યા. ૨૬–૨૭

અર્જુન બોલ્યા:—

હે કૃષ્ણ! યુદ્ધની ઇચ્છાથી ઉભેલા આ સ્વજનોને જોઇને મારાં ગાત્ર શિથિલ થાય છે, મુખ સુકાઇ જાય છે, શરીરમાં કંપારી છુટેછે અને રૂવાં ખડાં થાય છે. ૨૮–૨૯.

વળી ગાંડીવધનુષ હાથમાંથી સરી પડેછે, ચામડીમાં ઘણો દાહ થાયછે, ઉભો રહેવાને પણ હું શક્તિવાન નથી, મારૂં મન જાણે ભમેછે. ૩૦

વળી હે કેશવ! હું વિપરીત ચિન્હો જોઉંછું અને યુદ્ધમાં સ્વજનોને મારવાથી કલ્યાણ જોતો નથી. ૩૧

હે શ્રીકૃષ્ણ ! તેઓને હણવાથી મળનારા વિજયને, રાજ્યને કે સુખોને હું ઇચ્છતો નથી. હે ગોવિંદ ! એવી રીતે મેળવેલા રાજ્યથી, ભોગથી કે જીવતરથી અમને શું લાભ થનાર છે ? ૩૨

અમે જેઓને માટે રાજ્ય, ભોગો અને સુખને ઇચ્છીએ, તેઓ તો બધા પોતપોતાના પ્રાણ અને ધનને તજીને અહીં યુદ્ધમાં ઉભેલા છે. ૩૩

આ આચાર્યો, પિતા, પુત્રો, દાદા, મામા, સસરા, પૌત્રો, સાળા અને બીજા સંબંધિઓ મને હણતા હોય અથવા મને ત્રણે લોકનું રાજ્ય મળતું હોય તોપણ હે મધુસૂદન ! હું તેઓને હણવા ન ઈચ્છું, તો પૃથ્વી માટે કેમજ ઇચ્છું ? ૩૪–૩૫

વળી હે જનાર્દન ! કૌરવોને હણવામાં પ્રીતિ પણ કેમ થાય ! એઓ આતતાયીઓ છે તોપણ તેમને હણવાથી તો અમને પાપજ બેસે. ૩૬

તે માટે અમારે અમારા બંધુ કૌરવોને હણવા ઘટીત નથી. હે માધવ ! સ્વજનોનેજ હણીને અમે સુખી કવી રીતે થઇએ ? ૩૭

લોભવડે બુદ્ધિ મારી જવાથી કૌરવો કુળક્ષયના દોષને અને મિત્રદ્રોહના પાપને સમજતા નથી, પરંતુ હે જનાર્દન ! કુળનાશના દોષને જાણનારા અમોએ પણ એ પાપકર્મથી નિવૃત્ત થવાનું કેમ ન સમજવું ? ૩૮–૩૯

કુળનો ક્ષય થવાથી કુળના સનાતન ધર્મો નાશ પામે છે અને ધર્મનષ્ટ થતાં કુળને અધર્મ દબાવી લેછે; અધર્મ વધવાથી કુળની સ્ત્રીઓ બહુ દૂષિત થાય છે અને હે વાર્ષ્ણેય ! દૂષિત સ્ત્રીઓથી વર્ણસંકર પ્રજા જન્મેછે. ૪૦–૪૧

વર્ણસંકર પ્રજા કુળને અને કુળઘાતકને નરકમાંજ નાખેછે અને તેઓના પિતૃઓ પણ પિંડોદકાદિ ક્રિયા વિના પતન પામેછે. ૪૨

કુળઘાતકોના અને પ્રજાને વર્ણસંકર કરનારાઓના એવા દોષોને લીધે હમેશના જાતિધર્મો તથા કુળધર્મો પણ નાશ પામેછે. ૪૩

અને જેઓના કુળધર્મો નાશ પામ્યા હોય એવા મનુષ્યોનો હે જનાર્દન ! અવશ્ય નરકમાં વાસ થાયછે એવું અમે સાંભળ્યું છે. ૪૪

અહો ! અમે મહાન્ પાપ કરવાને તૈયાર થયા છીએ, કારણકે આ રાજ્યસુખના લોભને લીધેજ અમે પોતાના બંધુઓને હણવાને ઉભા થયા છીએ. ૪૫

એ કરતાં તો શસ્ત્રવાળા કૌરવોજ જો મને સામો ન થનારને અને શસ્ત્ર વિનાનાને આ સ્થળે હણે તો તેથી મારૂં વધારે હિત થાય. ૪૬

**સંજય** બોલ્યાઃ—

શોકથી વ્યાકુળ થયેલા મનવાળા અર્જુન એવું કહીને ધનુષબાણ રણભૂમિમાં ત્યજી દઇને રથ ઉપર બેસી ગયા. ૪૭

**અધ્યાય પહેલો સમાપ્ત.**

——:૦:——

## અધ્યાય ૨ જો:—સાંખ્ય યોગ.



સંજય બોલ્યા:—

એવા દયાના આવેશવાળા, આંસુભર્યાં વ્યાકુળ નેત્રવાળા અને શોક કરતા અર્જુનને જોઇ મધુસૂદન આવાં વચન બોલ્યા. ૧

શ્રીભગવાન બોલ્યા:—

આવા વિપરીત સમયે હે અર્જુન ! આ અનાર્યના જેવો, અધોગતિ આપનારો અને અપકીર્તિકારક મોહ તને ક્યાં ઉપજી આવ્યો ? ૨

હે પાર્થ ! આમ કાયર થા નહિ; એ તને છાજતું નથી; હે શત્રુને તપાવનાર ! હૃદયની એ તુચ્છ દુર્બલતાને ત્યજીને ખડો થઇ જા. ૩

અર્જુન બોલ્યા:—

હે મધુસૂદન ! હે અરિસૂદન ! પૂજનીય ભીષ્મ અને દ્રોણાદિ સાથે હું બાણથી કેમજ લડું ? ૪

એવા મહાનુભાવ ગુરૂજનોને હણવા કરતાં તો આલોકમાં ભિક્ષાથી જીવવું સારૂં છે. ધનના ઓશીયાળા ગુરૂઓને હણીને પણ મારે આલોકમાં તેમના લોહીથી ખરડાયલા ભોગો ભોગવવા પડે. ૫

વળી બેમાંથી કયો પક્ષ બળવાન છે તથા અમે જીતીશું કે તેઓ, તે પણ હું જાણતો નથી. વળી જેઓને હણીને અમે જીવવા પણ ઈચ્છીએ તે કૌરવો તો સામેજ ઉભેલા છે! ૬

દીનતાના દોષથી મારો સ્વભાવ દબાઇ ગયો છે અને સ્વધર્મનો નિર્ણય કરવામાં ચિત્ત મૂઢ બની ગયું છે, માટે આપને પૂછુંછું કે મારે માટે જે નક્કીપણે કલ્યાણકારક હોય તે વાત મને કહો. હું આપનો શિષ્ય છું અને આપને શરણે છું. મને ઉપદેશ આપો. ૭

પૃથ્વીનું શત્રુ વિનાનું અને સર્વ સમૃદ્ધિવાળું રાજ્ય અને દેવતાઓનું રાજ્ય પામ્યા છતાં પણ આ ઇંદ્રિયોનું શોષણ કરનારા મારા શોકને શમાવે એવું કશુંજ તેમાં હું નથી જોતો. ૮

**સંજય** બોલ્યાઃ—

ગુડાકેશ અર્જુન, ગોવિંદ પ્રત્યે એ પ્રમાણે કહીને અને છેવટે "યુદ્ધ નહિ કરૂં" એમ કહીને મૌન રહ્યા. ૯

હે ધૃતરાષ્ટ્ર! એ પ્રમાણે બેઉ સેનાની મધ્યે ખેદ પામતા તે અર્જુનને હૃષીકેશ શ્રીકૃષ્ણે હસતા હોય તેમ આ વચન કહ્યાંઃ— ૧૦

શ્રીભગવાન બોલ્યાઃ—

શોક નહિ કરવા યોગ્ય વસ્તુનો તું શોક કરેછે અને વાણી તો જ્ઞાનીના જેવી બોલેછે, પરંતુ જ્ઞાનીઓ કાંઇ મરેલાનો કે જીવતાનો શોક કરતા નથી. ૧૧

આ જન્મની પૂર્વે હું ન હતો કે તું ન હતો કે આ રાજાઓ ન હતા એવું પણ નથી, તેમ આ શરીરો મુવા પછી પણ આપણે સર્વ નહિ હોઇએ એમ બનવાનું નથી.૧૨

આ દેહમાં જીવાત્માને જેમ બાલ્યાવસ્થા, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થા નક્કીપણે પ્રાપ્ત થાય છે, તેજ પ્રમાણે દેહ પડયા પછી પાછો બીજો દેહ પણ તેને અવશ્ય પ્રાપ્ત થાય છે; માટે ધીર પુરુષો "દેહ મરતાં જીવપણ મરી ગયો" એવી ભ્રાન્તિ લાવતા નથી. ૧૩

એજ પ્રમાણે ઠંડી, ગરમી અને સુખદુઃખને આપનારા આ જગતના બાહ્ય પદાર્થો પણ હે કૌંતેય ! આવવા જવાના સ્વભાવવાળા અને અનિત્ય છે, માટે હે ભારત ! તેઓને તું સહન કર. ૧૪

અને હે પુરુષશ્રેષ્ઠ ! જેને તે પદાર્થો પીડા કરતા નથી અને જેને સુખ–દુઃખ બંને સમાન છે, તેવો ધીર પુરુષજ અમૃતત્વને એટલે બ્રાહ્મી સ્થિતિ અથવા મોક્ષને પામેછે. ૧૫

જે મૂળેજ નથી તે કદી થવાનું નથી, અને જે છે તે કદી 'નથી' (નાશ) થવાનું નથી. એ 'છે' અને 'નથી' નું-એટલે કે સત્ અસત્ બંનેનું-ખરૂં રહસ્ય તત્ત્વદર્શીઓએજ જોયું છે. ૧૬

જે આત્માવડે આ સર્વ જગત્ વ્યાપ્ત છે તેને તું અવિનાશી જાણ. આ અવિનાશી આત્માનો વિનાશ કરવાને કોઈ પણ સમર્થ નથી. ૧૭

શરીરમાં રહેલા એ નિત્ય, નાશરહિત અને અમાપ એવા આત્માનાં આ શરીરોનેજ નાશવંત કહેલાં છે માટે હે ભારત! તું યુદ્ધ કર. ૧૮

આ આત્માને જે હણનારો જાણેછે અને જે એને હણાયલો માનેછે, તે બંનેનું જાણવું ખરૂં નથી, કેમકે તે હણતોએ નથી ને હણાતોએ નથી. ૧૯

વળી તે કદી પણ જન્મતો કે મરતો નથી, તેમજ તે પૂર્વે ન હતો કે ભવિષ્યમાં નહિ હોય એમ પણ નથી. તે (આત્મા) તો અજન્મા, સદાય રહેનારો, અમર અને પુરાતન છે. શરીર હણાવાથી તે હણાતો નથી. ૨૦

એ પ્રમાણે આત્માને નાશરહિત, નિત્ય, અજન્મા અને અવિકારી જાણનારો પુરૂષ કોને અને કેવી રીતે હણે અથવા હણાવે? ૨૧

મનુષ્ય જેમ જૂનાં વસ્ત્રોને ત્યજીને બીજાં નવ વસ્ત્રોને પહેરેછે, તેમ જીવાત્મા પણ જૂનાં શરીરોને ત્યજીને બીજાં શરીરો ધારણ કરેછે. ૨૨

એ આત્માને શસ્ત્રો છેદી શકતાં નથી, અગ્નિ બાળી શકતો નથી, પાણી પલાળી શકતું નથી અને પવન સુકાવી શકતો નથી. ૨૩

નિશ્ચય આ આત્મા છેદાય નહિ તેવો, બળાય નહિ તેવો, પલળે નહિ તેવો તથા સુકાય નહિ તેવો છે. વળી તે નિત્ય, સર્વવ્યાપી, સ્થિર, અચળ અને અનાદિ છે. ૨૪

આ આત્મને અવ્યક્ત (ઇન્દ્રિયોથી ન જણાય તેવો) અચિંત્ય (મનવડે ચિંતવી શકાય નહિ તેવો) અને અવિકારી પણ કહ્યો છે, માટે તેને તેવોજ જાણીને તારે તેને શોક કરવો યોગ્ય નથી. ૨૫

વળી એ આત્માને તું સદાય જન્મમરણ પામ્યા કરનારો માને તોપણ હે મહાબાહો! તેનો તારે શોક કરવો ઘટિત નથી. ૨૬

કારણકે જન્મે તેનું મૃત્યુ નક્કી છે, તેમ મરનારને જન્મ નક્કી છે, માટે એ ટાળી ટળે નહિ એવી વસ્તુને તારા મત પ્રમાણે પણ તારે શોક કરવો ઘટિત નથી. ૨૭

હે ભારત ! આ સર્વ પ્રાણીઓ આરંભમાં અવ્યક્ત (અદ્રશ્ય), મધ્યકાળમાં વ્યક્ત (દેખાય તેવા) અને મરણ થએ પાછાં અવ્યક્તજ થનાર છે, તો પછી તેમાં શોક કરવાનો ક્યાં રહ્યો ? ૨૮

કોઇ આ આત્માને આશ્ચર્ય જેવો જુવેછે, કોઇ તેને આશ્ચર્ય જેવો કહેછે, કોઈ તેને આશ્ચર્ય જેવો શ્રવણ કરેછે અને કોઇ તેને તેવો સાંભળવા છતાં પણ જાણી શકતો નથી.

હે ભારત ! સર્વના શરીરમાં રહેલો આ આત્મા કદી પણ મરે નહિ તેવો છે, તે માટે સર્વ પ્રાણીઓનો શોક કરવો તને યોગ્ય નથી. ૩૦

વળી સ્વધર્મ તરફ જોતાં પણ યુદ્ધથી ડગવું તને યોગ્ય નથી, કેમકે ક્ષત્રિયને માટે ધર્મ યુદ્ધથી વિશેષ શ્રેયસ્કર બીજું કાંઇજ નથી. ૩૧

હે પાર્થ ! દૈવઇચ્છાથી પ્રાપ્ત થએલા સ્વર્ગના ખુલ્લા દ્વારરૂપ આવું યુદ્ધ ભાગ્યશાળી ક્ષત્રિઓનેજ પ્રાપ્ત થાયછે. ૩૨

માટે જો આ ધર્મયુદ્ધ તું નહિ કરે તો તારો ધર્મ અને કીર્તિ ખોઈ પાપને પામીશ. ૩૩

લોકો સદાકાળ તારી અપકીર્તિ ગાશે અને પ્રતિષ્ઠા પામેલા પુરૂષને માટે અપકીર્તિ મરણથી પણ વધારે છે. ૩૪

મહારથીઓ તને રણમાંથી ભયને લીધે હઠી ગયેલો માનશે અને જેઓમાં તું બહુ માન પામેલો છું તેઓમાં તું હલકાઇને પામીશ. ૩૫

તારા શત્રુઓ તારા સામર્થ્યની નિંદા કરીને ઘણા ન બોલવાના બોલ બોલશે, એથી વધારે દુઃખ બીજું કયું? ૩૬

યુદ્ધ કરતાં જો તું હણાયો તો સ્વર્ગને પામીશ અને જીત્યો તો પૃથ્વીને ભોગવીશ, માટે હે કૌંતેય! યુદ્ધનો નિશ્ચય કરીને ઉભો થા. ૩૭

અને સુખ–દુઃખ, લાભ–અલાભ તથા જય–પરાજય એ સર્વને સમાન ગણીને યુદ્ધમાં જોડા. એથી તને પાપ લાગશે નહિ. ૩૮

આ પ્રમાણે તને સાંખ્યમાર્ગની બુદ્ધિ કહી. હવે યોગમાર્ગની બુદ્ધિ સાંભળ, કે જે બુદ્ધિપૂર્વક કર્મ કરવા છતાં પણ હે પાર્થ! તું કર્મના બંધને તજી શકીશ. ૩૯

વળી આ બુદ્ધિપૂર્વક કર્મ કરવામાં આ જન્મે સદ્ગતિ ન થાય તોપણ થએલું કાર્ય નાશ પામતું નથી અને અન્ય જન્મે તે પુરૂં કરવામાં હરકત આવતી નથી. આમ આ નિષ્કામ કર્મરૂપી ધર્મની શરૂઆત પણ મનુષ્યને છેવટે જન્મ મરણના મહાન્ ભયથી તારેછે. ૪૦

હે અર્જુન ! (આ બેમાંથી અનુકુળ હોય તે) એક માર્ગનો નિશ્ચય કરનારી બુદ્ધિ એકજ નિષ્ઠાવાળી હોવાથી શાંત હોય છે, અને એવા નિશ્ચયરહિત મનુષ્યોની બુદ્ધિ અનેક ફાંટાવાળી અને અનંત પ્રકારની હોવાથી અશાંત હોય છે. ૪૧

હે પાર્થ ! વેદમાં કહેલાં સકામ કર્મોનાજ વાદમાં મગ્ન રહી 'વેદમાં એ વિના બીજી કોઇજ બાબતનું પ્રાધાન્ય નથી' એવું બોલનારા અજ્ઞાનીઓ બહુજ છટાથી વાતો કરેછે. ૪૨

વિષયોની કામનાવાળા તથા સ્વર્ગનેજ પ્રાપ્તવ્ય માનનારા તેઓ ભોગ તથા ઐશ્વર્ય મેળવવાને માટે જન્મ તથા કર્મનાં ફળને આપનારી વિશેષ પ્રકારની અનેક ક્રિયાઓ કરવાનું કહેછે. ૪૩

એવી વાણીથી ખેંચાયલા ચિત્તવાળા અને ભોગ તથા ઐશ્વર્યમાં અતિ આસક્તિવાળા મનુષ્યો નિષ્કામ કર્મમાં પ્રવર્તનારી બુદ્ધિ તેમજ એકનિષ્ઠતાની શાંતિ મેળવી શકતા નથી. ૪૪

કર્મકાંડાત્મક વેદો આમ ત્રણ ગુણનીજ બાબતોવાળા છે, માટે હે અર્જુન ! તું ત્રિગુણાતીત, સુખ–દુઃખાદિ

દ્વંદ્વની પરવાવિનાનો, નિત્ય સત્વગુણી સ્વભાવવાળો, યોગક્ષેમની કામના વિનાનો અને આત્માનીજ કામના-વાળો થા. ૪૫

ચોતરફ જળથી ભરપૂર હોય એવા સ્થળે કુવાનું જેટલું પ્રયોજન છે, તેટલુંજ પ્રયોજન બ્રહ્મજ્ઞાની બ્રાહ્મણને સર્વ વેદોનું છે. ૪૬

કર્મ કરવાં એજ તને યોગ્ય છે; ફળની ઇચ્છા રાખવી એ તને યોગ્ય નથી; માટે કર્મનાં ફળ મેળવવાનો હેતુ તું ન રાખ. વળી અકર્મ-એટલે કર્મથી રહિત–થવાની આસક્તિ પણ તું રાખતો નહિ. ૪૭

હે ધનંજય! આ પ્રમાણે યોગસ્થ થઇને એટલે કે ફળની આસક્તિ તજીને તથા કાર્યની સિદ્ધિ અસિદ્ધિમાં સમબુદ્ધિ રાખીને તું કર્મો કર. એવી સમબુદ્ધિ અને અનાસક્તિનું નામજ યોગબુદ્ધિ કહેવાય છે. ૪૮

હે ધનંજય! એવી બુદ્ધિ વિનાનાં જે સકામકર્મ તે તો કનિષ્ઠજ છે. માટે તું નિષ્કામ અને સમબુદ્ધિનોજ આશ્રય લે. ફળના હેતુવાળાઓ તો કૃપણ–હલકા અથવા દીન–જ છે. ૪૯

એવી નિષ્કામ અને સમબુદ્ધિવાળો મનુષ્ય પાપ અને પુણ્ય બેઉથી નિર્લેપ રહેછે માટે તું એ યોગબુદ્ધિનોજ

આશ્રય લે. કર્મમાં એવું બુદ્ધિ કૌશલ્ય, એનુંજ નામ યોગબુદ્ધિ છે. ૫૦

એવી બુદ્ધિવાળા મનુષ્યોજ કર્મનાં ફળોને ત્યજીને તથા જન્મ–મરણના બંધનથી સંપૂર્ણ મુક્ત થઈને તે નિર્વિકાર પરમપદને પામેછે. ૫૧

જ્યારે તારી બુદ્ધિ મોહરૂપી કાદવને સંપૂર્ણ તરી જશે ત્યારે તને પણ સાંભળેલાં અને સાંભળવા યોગ્ય કર્મનાં ફળો ઉપર કંટાળો આવશે. ૫૨

કર્મનાં ફળોને સાંભળી સાંભળીને વિપરીત થએલી તારી બુદ્ધિ જ્યારે એમ ઉપરામ થઇને સમતા તેમજ નિષ્કામતામાં અચળ થશે, ત્યારેજ તું તે નિર્વિકાર પદને પામીશ. ૫૩

**અર્જુન** બોલ્યાઃ—

હે કેશવ ! એવા સ્થિર બુદ્ધિવાળા સમભાવી પુરુષનાં લક્ષણ કેવાં હોય ? તે કેવું બોલે ? કેવી રીતે રહે ? અને કેવી રીતે ચાલે ? ૫૪

**શ્રીભગવાન** બોલ્યાઃ—

હે પાર્થ ! મનુષ્ય જ્યારે વૈરાગ્ય પામીને મનમાં રહેલી સર્વ કામનાઓને ત્યજી દેછે અને પોતે પોતામાંજ સંતુષ્ટ રહેછે ત્યારે તે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. ૫૫

દુઃખમાં જેને ઉદ્વેગ નથી અને સુખની જેને સ્પૃહા નથી, તથા રાગ, ભય અને ક્રોધ જેના છુટી ગયાછે એવો મુનિ સ્થિર બુદ્ધિવાળો કહેવાય છે. ૫૬

જે સર્વ પદાર્થોમાં આસક્તિરહિત છે અને શુભ કે અશુભ પ્રાપ્ત થવા છતાં જે હર્ષ કે દ્વેષ નથી કરતો તેની બુદ્ધિ સ્થિર છે. ૫૭

કાચબો પોતાનાં અંગોને સર્વ તરફથી સમેટી લે તેમ મનુષ્ય જ્યારે સર્વ ઇન્દ્રિયોને વિષયોમાંથી ખેંચી લેછે, ત્યારે તેની બુદ્ધિ સ્થિર છે. ૫૮

નિરાહારી મનુષ્યના વિષયો છુટેછે પણ વિષયોમાંથી સુખબુદ્ધિ છુટતી નથી; અને સ્થિર બુદ્ધિવાળાની તો સર્વથી શ્રેષ્ઠ આનંદરૂપ પરમાત્માનો અનુભવ કરીને વિષયોમાંથી સુખબુદ્ધિ પણ નિવૃત્ત થાય છે. ૫૯

એજ પ્રમાણે હે કૌન્તેય! એકલી ઇંદ્રિયોને રોકવાથી તો ગમે તેવા વિદ્વાનના મનને પણ મસ્તાની ઇન્દ્રિયો પરાણે વિષયોમાં ખેંચી જાય છે. ૬૦

માટે સર્વ ઇન્દ્રિયોને સંયમમાં રાખવા ઉપરાંત યોગીએ ચિત્તવડે પણ મારાપરાયણ (પરમાત્મા પરાયણ) થવું જોઇએ. આપ્રમાણે જેની ઇન્દ્રિયો મન સહિત વશ છે તેની બુદ્ધિ પ્રતિષ્ઠિત છે. ૬૧

વિષયોનું ચિંતન કરનારા પુરુષને પછી વિષયોમાં આસક્તિ ઉપજેછે, આસક્તિ વધતાં તે વિષયોની કામના જાગેછે અને કામનામાં અંતરાય આવતાં ક્રોધ ઉપજેછે. ૬૨

ક્રોધ વધતાં મોહ થાય છે, મોહ વધવાથી શુભાશુભ વિસરી જઇ ભ્રમ ઉપજેછે; આથી બુદ્ધિનો નાશ થાય છે અને બુદ્ધિનો નાશ થવાથી પુરુષનો પણ નાશ થાય છે. ૬૩

પરંતુ જેના રાગ–દ્વેષ વિતી ગયા છે અને જેનું મન વશ છે, એવો પુરુષ તો સ્વાધિન ઇન્દ્રિયોવડે વિષયોને ભોગવતો છતો પણ શાન્તિજ પામેછે. ૬૪

શાન્તિથી તેનાં સર્વ દુ:ખ હણાઇ જાય છે, અને શાન્ત ચિત્તવાળાની બુદ્ધિ પણ તરત સ્થિર થાય છે. ૬૫

મનને ઈશ્વરમાં નહિ જોડનારા અયુક્ત મનુષ્યની બુદ્ધિ પણ સ્થિર થતી નથી, તેમ તેને ભાવના પણ થતી નથી. જેને ભાવના નથી તેને શાન્તિ પણ નથી અને શાન્તિ નહિ તેને સુખ ક્યાંથી? ૬૬

જેમ વાયુ જળમાંના નાવને ખેંચી જાય છે, તેમ વિષયોમાં વિચરતી ઇન્દ્રિયોમાંથી પણ ઇન્દ્રિયને આધીન મન થાય છે તે ઇન્દ્રિય અયુક્ત મનુષ્યની બુદ્ધિને હરિ જાય છે. ૬૭

તે માટે હે મહાબાહો! મનને વિરક્ત કરી પરમાત્મામાં જોડવા સાથે જેની ઇન્દ્રિયો પણ સર્વ વિષયોથી રોકેલી છે, તેનીજ બુદ્ધિ સ્થિર થાય છે. ૬૮

આવી જે સ્થિર બુદ્ધિવાળી સ્થિતિ સર્વ પ્રાણીઓને માટે રાત્રિ જેવી અગમ્ય છે, તે સ્થિતિમાં સંયમી પુરુષ જાગે છે; અને જે રાગદ્વેષવાળી સ્થિતિમાં સર્વ પ્રાણીઓ જાગેછે તે સ્થિતિને સંયમી મુનિ રાત્રિ જેવી જાણેછે. ૬૯

જેમ સર્વ તરફથી ભરપૂર અને અચળ એવા સમુદ્રમાં દેશદેશનાં પાણી સમાતાં રહેછે તેમ, જેના મનમાં ઉઠતી સર્વ કામનાઓ મનને ચળિત ન કરતાં પાછી મનમાંજ સમાઈ જાય છે, તેજ મનુષ્ય શાન્તિને પામેછે. ભોગોની ઇચ્છાવાળો નહિ. ૭૦

જે મનુષ્ય સર્વ કામનાઓને ત્યજી સ્પૃહા, મમતા અને દેહાભિમાન રહિત થઇને વિચરેછે, તેજ પુરૂષ તે પરમ શાન્તિને પામેછે, કે જેનું નામ હે પાર્થ! બ્રાહ્મીસ્થિતિ છે. એ સ્થિતિને પામેલો મનુષ્ય પછી વિષયોમાં મોહ પામતો નથી અને અંતકાળે પણ તે એજ સ્થિતિમાં સ્થિર થઇને બ્રહ્મનિર્વાણને પામેછે. ૭૧

અધ્યાય બીજો સમાપ્ત.

———.૦.———

## અધ્યાય ૩ જો:—કર્મયોગ.



અર્જુન બોલ્યા:—

હે જનાર્દન! તમે જો કર્મ કરતાં જ્ઞાનબુદ્ધિનેજ શ્રેષ્ઠ માનતા હો, તો હે કેશવ! આ યુદ્ધરૂપી ઘોર કર્મમાં મને શા માટે જોડો છો? ૧

આપ દ્વિઅર્થી જેવાં વચનોથી મારી બુદ્ધિને મોહ પમાડવા જેવું કરોછો, માટે તે બેમાંથી એક વાત કે જેથી હું કલ્યાણને પામું તે મને નિશ્ચય કરીને કહો. ૨

શ્રીભગવાન બોલ્યા:—

હે પાપરહિત અર્જુન! આ લોકમાં જ્ઞાનીઓની જ્ઞાનયોગવડે અને યોગીઓની કર્મયોગવડે એવી બે પ્રકારની નિષ્ઠા મેં આગળ કહી છે. ૩

પણ માત્ર કર્મનો આરંભ ન કરવાથી પુરુષ નિષ્કર્મ ભાવ (મોક્ષ) ને પામતો નથી, તેમજ કર્મનો ત્યાગ કરવા માત્રથી પણ તે સિદ્ધિ (મોક્ષ) ને પામતો નથી. ૪

કોઇપણ મનુષ્ય કર્મ કર્યા વિના ક્ષણવાર પણ રહી શકતોજ નથી, કારણકે પ્રકૃતિજન્ય ગુણો સર્વ પ્રાણીઓ પાસે પરાણે પણ કર્મ કરાવે છે. ૫

જે મૂઢ મનુષ્ય કર્મેન્દ્રિયોને રોકીને મનવડે ઇન્દ્રિયોના વિષયોનું સ્મરણ કરેછે તે મિથ્યાચારી–ઢોંગી કહેવાય છે. ૬

હે અર્જુન! જે જ્ઞાનેન્દ્રિયોને મનવડે નિયમમાં રાખી વિષયોમાં આસક્તિ વિનાનો થઈને કર્મેન્દ્રિયોવડે કર્મયોગ આચરેછે તેજ શ્રેષ્ઠ છે. ૭

માટે તું પણ ક્ષત્રિયના ધર્મને અનુસરીને તારે માટે નિર્માણ થયેલું કર્મ કર, કર્મ ન કરવા કરતાં કર્મ કરવું એજ શ્રેષ્ઠ છે. કર્મરહિત થવાથી તો તારા શરીરનો નિર્વાહ પણ સિદ્ધ થશે નહિ. ૮

યજ્ઞાર્થે (પ્રભુ પ્રીતિના હેતુવાળાં) કર્મ સિવાયનાં અન્ય (ફળેચ્છા માટે કરાતાં) કર્મોજ આ લોકોને બંધનરૂપ થાય છે, માટે હે કૌંતેય! તું ફળની આસક્તિ તજીને યજ્ઞ અર્થેજ કર્મ કર. ૯

પૂર્વે યજ્ઞ તથા પ્રજાને સૃજીને પ્રજાપતિએ કહ્યું છે કે:—"આ યજ્ઞ કરતા રહીને તમે વૃદ્ધિને પામો અને એ યજ્ઞ તમને કામધેનુની પેઠે ઇષ્ટ ફળને આપનારો થાઓ." ૧૦

"આ યજ્ઞવડે તમે દેવોની સંભાવના કરો અને દેવો તમારી સંભાવના કરો. આ પ્રમાણે એક બીજાની સંભાવના કરતા રહી તમો પરમ કલ્યાણને પામશો." ૧૧

"આમ યજ્ઞથી સંતુષ્ટ થયેલા દેવો તમને મનવાંછિત પદાર્થ આપશે, પરંતુ તેમણે આપેલા પદાર્થ તેમને અર્થે દાનમાં–યજ્ઞમાં આપ્યા વિના જેઓ ભોગવે છે તે તો ચોરજ છે." ૧૨

યજ્ઞનું વધેલું જમનારા શ્રેષ્ઠ જનો સર્વ પાપોથી મુક્ત થાય છે, અને જે પાપીઓ માત્ર પોતાને માટેજ રાંધે છે તેઓ તો પાપજ ખાય છે. ૧૩

પ્રાણીમાત્ર અન્નવડે પેદા થાય છે, અન્ન વર્ષાવડે થાય છે, વર્ષાદ યજ્ઞવડે થાય છે અને યજ્ઞ કર્મવડે થાય છે. ૧૪

એ કર્મ વેદ બ્રહ્મથી (પ્રેરાઇને) થએલું હોવાથી અને વેદ સર્વ વ્યાપી અક્ષર બ્રહ્મથી (પ્રેરાઇને) ઉદ્ભવેલા હોવાથી હરકોઇ યજ્ઞના મૂળમાં સર્વદા (પ્રેરક રૂપે) તે સર્વવ્યાપી પરમાત્માજ રહ્યા છે એમ સમજ. ૧૫

હે પાર્થ! આ પરમાત્મપ્રેરિત ચક્રને અનુસરીને જે યજ્ઞ–પરાર્થે નિષ્કામ દાન સેવાદિ કર્મ કરતો નથી, તે

ઇંદ્રિય પરાયણ (સ્વાર્થી) મનુષ્ય પાપી જીવનવાળો હોઇને વૃથાજ જીવેછે. ૧૬

પરંતુ જે મનુષ્ય આત્મામાંજ રમી રહેલો, આત્મામાંજ તૃપ્તિવાળો અને આત્મામાંજ સંતુષ્ટ છે, તેવાને કશુંજ કર્તવ્ય રહેતું નથી. ૧૭

કેમકે તેને આલોકમાં કર્મ કરવાથી કે નહિ કરવાથી કાંઇજ લાભ હાની નથી, તેમ સર્વ પ્રાણીઓ પ્રત્યે તેનો પોતાનો કાંઇ સ્વાર્થ સંબંધ પણ નથી. ૧૮

તે દશાની પ્રાપ્તિ માટે તારૂં કર્તવ્ય કર્મ સર્વદા ફ્લાસક્તિરહિત થઈને રૂડે પ્રકારે કરતો રહે, કેમકે અનાસક્તપણે કર્માચરણ કરવાથીજ મનુષ્ય તે પરમ દશાને પામેછે. ૧૯

જનકાદિ રાજાઓ પણ કર્મવડેજ એ પરમદશાને પામેલા છે. વળી લોકોના હિત તરફ જોઇને પણ તારે કર્મજ કરવું ઉચિત છે. ૨૦

કેમકે શ્રેષ્ઠ પુરૂષ જે જે કરેછે, તે તે અન્યજનો પણ કરેછે, અને જે વાતને તે પ્રમાણ કરેછે તેજ પ્રમાણે લોકો વર્તેછે. ૨૧

હે પાર્થ ! ત્રણે લોકમાં મારે નથી તો કાંઇ કર્તવ્ય, કે નથી કોઇ અપ્રાપ્ત વસ્તુ પ્રાપ્ત કરવા જેવી, છતાં પણ હું કર્મ કરૂં છુંજ. ૨૨

કારણકે જો હું સાવધ રહી કર્મમાં ન પ્રવર્તું તો હે પાર્થ ! સર્વ મનુષ્યો મારી પેઠેજ વર્તે. પરિણામે મારા કર્મ ન કરવાથી આ સર્વ લોકો નાશ પામે અને તેથી હુંજ વર્ણસંકરનો કર્તા તથા આ પ્રજાઓનો હણનાર થાઉં. ૨૩—૨૪

માટે હે ભારત ! કર્માસક્ત અજ્ઞાની લોકોની પેઠેજ લોકહિતને ઇચ્છનારા જ્ઞાની પુરુષે પણ અનાસક્તપણે કર્મ કરવાં જોઈએ. ૨૪

વળી કર્મ અને ફળમાં આસક્ત અજ્ઞાનીઓની બુદ્ધિમાં યોગસિદ્ધ કૃતકૃત્ય જ્ઞાની પુરુષે સંશય પણ ઉપજાવવો નહિ, અને રૂડે પ્રકારે કર્મ આચરતા રહીને તેઓ સર્વેને કર્મોમાંજ જોડવા. ૨૬

પ્રકૃતિના ત્રણ ગુણોવડેજ સર્વ કર્મો કરતાં હોવા છતાં દેહાભિમાનથી મૂઢ થએલા મનુષ્યો “હું તે કરૂં છું” એમ વૃથાજ માને છે. ૨૭

હે મહાબાહો ! ગુણ કર્મના વિભાગને યથાર્થ જાણનારા તો "ગુણોજ ગુણોમાં વર્તે છે" એમ માનીને તેમાં આસક્ત થતો નથી. ૨૮

પ્રકૃતિના ગુણોમાં ભૂલા પડેલાઓજ તે ગુણોનાં કર્મોમાં આસક્ત રહેછે, પરંતુ તેવા અલ્પજ્ઞ અને મંદ મનુષ્યોને ( તેઓ ઉભયભ્રષ્ટ ન થાય તેટલા માટે ) પૂર્ણ જ્ઞાનીઓએ કર્મોમાંથી ચલિત કરવા નહિ. ૨૯

માટે તું પણ વિવેક બુદ્ધિથી સર્વ કર્મો મને સમર્પણ કરીને, ફળની આશા તથા સગાંસંબંધીઓની મમતા અને શોકને ત્યજીને યુદ્ધ કર. ૩૦

જે શ્રદ્ધાવાન મનુષ્યો દોષ ન કાઢતાં સદા મારા આ મત પ્રમાણે વર્તેછે તેઓ કર્મબંધનથી અવશ્ય મુક્ત થાયછે.

જેઓ મારા મતમાં દોષ કાઢીને તે પ્રમાણે વર્તતા નથી તેઓને સર્વ જ્ઞાનમાં અતિ મૂઢ, અવિવેકી અને નાશ પામેલા જાણ. ૩૨

જ્ઞાનવાન પણ પોતાની પ્રકૃતિ અનુસારજ વર્તેછે અને સર્વ પ્રાણીઓ પોતપોતાની પ્રકૃતિને અનુસારેછે ત્યાં નિગ્રહ શું કરી શકશે ? ૩૩

પરંતુ ઇંદ્રિયોને ઇંદ્રિયોના વિષયોમાં જે રાગદ્વેષ રહેલા છે તેમને પણ વશ થઇ જવું નહિ કેમકે તે આ પ્રાણીના માર્ગમાં શત્રુરૂપ છે. ૩૪

પોતાનો ધર્મ ઓછા ગુણવાળો હોય તોપણ તે પરાયો ધર્મ આચરવા કરતાં શ્રેયકારક છે. સ્વધર્મે વર્તતાં મરવાથી પણ કલ્યાણ છે, પરંતુ પારકો ધર્મ તો ભયકારકજ છે. ૩૫

**અર્જુન** બોલ્યાઃ—

હે વાર્ષ્ણેય ! એમ છે તો પછી આ મનુષ્ય, ઈચ્છા ન છતાં પણ પરાણે કરતો હોય તેની પેઠે કોની પ્રેરણાથી પાપ આચરેછે ? ૩૬

**શ્રીભગવાન** બોલ્યાઃ—

આ કામ અને આ ક્રોધજ એમ કરાવે છે. એ રજોગુણથી ઉપજેલા હોઈ ઘણા ઘણા ભોગથી પણ ધરાય નહિ તેવા મહા પાપી છે, એને તું આ સંસારમાં મોટા વૈરી જાણ. ૩૭

જેમ ધુમાડાથી અગ્નિ અને મેલથી આરસી ઢંકાય છે, તથા જેમ ઓરવડે ગર્ભ ઢંકાયલો હોય છે, તેમ એ કામવડે આ જ્ઞાન ઢંકાયલું છે. ૩૮

હે કૌંતેય ! જ્ઞાનીના નિત્યના વૈરી અને વિષયોથી ધરાયજ નહિ એવા તે કામરૂપી અગ્નિએજ મનુષ્યના જ્ઞાનને ઢાંકી રાખ્યું છે. ૩૯

ઇંદ્રિયો, મન અને બુદ્ધિ, એ આ શત્રુનાં રહેઠાણ કહેવાય છે, અને એના આશ્રયવડે તે જ્ઞાનને ઢાંકી દઇને મનુષ્યને મોહ પમાડે છે. ૪૦

તે માટે હે ભરતશ્રેષ્ઠ ! તું પ્રથમ ઇંદ્રિયોને નિયમમાં લાવીને જ્ઞાન અને વિજ્ઞાનનો નાશ કરનારા એ પાપી કામને હણી નાખ. ૪૧

યદ્યપિ ઇંદ્રિયોને (બીજા અધ્યાયના ૬૦મા શ્લોકમાં) પ્રબળ કહી છે, પરંતુ ઇંદ્રિયો કરતાં પણ મન, મન કરતાં બુદ્ધિ અને બુદ્ધિ કરતાં પણ આત્મા અત્યંત પ્રબળ છે એ પ્રસિદ્ધજ છે. ૪૨

માટે આત્માને એમ બુદ્ધિથી પણ પ્રબળ જાણી (ઉપર કહ્યું તેમ ઇંદ્રિયોને વશ કરવા ઉપરાંત) મનને પણ વિષયચિંતનને બદલે એ પ્રબળ આત્મામાંજ સ્થિર કરીને હે મહાબાહો ! કામરૂપી દુર્જય શત્રુને હણ. ૪૩

**અધ્યાય ત્રીજો સમાપ્ત.**

—:o:—

## અધ્યાય ૪ થો:—કર્મબ્રહ્માર્પણયોગ.

શ્રીભગવાન બોલ્યા:—

આ સનાતન યોગમાર્ગ મેં પૂર્વે સૂર્ય (સૂર્યવંશના મૂળ પુરુષ)ને કહ્યો હતો, અને સૂર્યે મનુને તથા મનુએ ઇક્ષ્વાકુને કહ્યો હતો. ૧

એ પ્રકારે પરંપરાથી પ્રાપ્ત થયેલો આ યોગ રાજર્ષિઓ જાણતા હતા, પરંતુ હે પરંતપ! ઘણા કાળે તે આ લોકમાંથી નાશ પામ્યો. ૨

તેજ આ પુરાતન અને ઉત્તમ રહસ્યરૂપ કર્મયોગ, તું મારો ભક્ત અને સખા હોવાથી, આજ મેં તને કહ્યો છે. ૩

અર્જુન બોલ્યા:—

આપનો જન્મ તો પછીથી છે અને સૂર્યનો જન્મ પહેલાં થયેલો, તો આ યોગ આદિકાળમાં આપે સૂર્યને કહેલો, એ હું શાથી જાણું? ૪

શ્રી ભગવાન બોલ્યા:—

હે પરંતપ! મારા ને તારા બહુ જન્મ વીતી ગયા છે. હું તે સર્વને જાણું છું. તું નથી જાણતો. ૫

હું જન્મ મરણથી રહિત તથા સર્વ ભૂતોનો ઇશ્વર હોવા છતાં મારી પ્રકૃતિનો આશ્રય લઇને પોતાની માયા-વડે જન્મ લઉંછું. ૬

જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થઇને અધર્મનું બળ જામેછે, ત્યારે ત્યારે હે ભારત ! હું શરીર ધરૂંછું. ૭

સજ્જનોનું તારણ અને દુષ્ટ કર્મવાળાઓનો સંહાર કરવા તથા ધર્મની સંસ્થાપના કરવા માટે હું યુગે યુગે પ્રકટ થાઉંછું. ૮

મારા એ દિવ્ય જન્મ અને કર્મને જે તત્વથી જાણે છે તે હે અર્જુન ! દેહ ત્યજ્યા પછી પુનર્જન્મને ન પામતાં મનેજ પામેછે. ૯

રાગ, ભય અને ક્રોધને વંટાવી જઇ સર્વ ભાવે મારે પરાયણ અને મારેજ આશ્રયે રહીને જ્ઞાનરૂપી તપવડે પવિત્ર થયેલા, એવા પુષ્કળ મનુષ્યો મારા પરમાત્મભાવને પામ્યા છે. ૧૦

કેમકે જે મનુષ્ય મને જે પ્રકારથી ભજેછે તેને હું તેવુંજ ફળ આપુંછું, અને હે પાર્થ ! મનુષ્યો સર્વ પ્રકા-રથી મારાજ માર્ગપર ચાલેછે. ૧૧

કર્મફળની આકાંક્ષાવાળાઓ દેવતાઓને પૂજેછે અને આ મનુષ્ય લોકમાં તેમને કર્મજન્ય ફળની સિદ્ધિ સત્વર પ્રાપ્ત થાય છે. ૧૨

ગુણ અને કર્મના ભેદ પ્રમાણે મેં ચાર વર્ણ સૃજી છે, પરંતુ તેનો કર્તા છતાં પણ તું મને અવિકારી અકર્તાજ જાણ. ૧૩

કારણકે મને કર્મફળની સ્પૃહા ન હોવાથી કર્મો બંધન કરતાં નથી. વળી જે મને એવો જાણેછે તે પણ કર્મ કર્યા છતાં બંધાતો નથી. ૧૪

પૂર્વના મુમુક્ષોઓએ પણ એવા જ્ઞાનપૂર્વકજ કર્મ કર્યાં છે, માટે તું પણ તેમની અને તેમની પૂર્વનાઓની પેઠે જ્ઞાનપૂર્વકજ કર્મ કર. ૧૫

પરંતુ કર્મ શું અને અકર્મ શું ? આ વિષયમાં મોટા પંડિતો પણ મુંઝાયા છે, માટે હવે તને તે કર્મ વિષે કહીશ, કે જે જાણીને તું અશુભ કર્મથી છુટીશ. ૧૬

કરવા યોગ્ય કર્મનું, વિપરીત કર્મનું તેમજ અકર્મ—કર્મરહિતપણાનું તત્ત્વ પણ જાણવા જેવું છે, કેમકે કર્મની ગતિ ગહન છે. ૧૭

જે કર્મમાં અકર્મને અને અકર્મમાં કર્મને જુએછે તેજ સર્વ મનુષ્યોમાં બુદ્ધિમાન, તેજ યોગી અને તેજ સર્વ કર્મનો કર્તા છે. ૧૮

જેના સર્વ કર્મારંભ ફળેચ્છાથી તેમજ કર્તાપણાના સંકલ્પથી રહિત છે, એવા જ્ઞાનાગ્નિવડે દગ્ધ થએલાં કર્મવાળા પુરુષનેજ બુદ્ધિમાનો પંડિત કહેછે. ૧૯

કેમકે કર્મફળની આસક્તિ ત્યજીને સદા સંતોષી તેમજ કર્તાપણાના સંકલ્પરૂપી આશ્રય વિનાનો મનુષ્ય કર્મમાં પ્રવૃત્ત છતાં પણ કશુંજ કરતો નથી. ૨૦

ફળેચ્છા વિનાનો, સ્વાધીન ચિત્તવાળો, તથા સર્વ પરિગ્રહને ત્યજનારો પુરુષ શરીરવડે કર્મ કરવા છતાં જરાય પાપને પામતો નથી. ૨૧

દૈવયોગે આવી મળતા લાભથી સંતુષ્ટ, રાગદ્વેષાદિ જોડકાંથી રહિત, ઇર્ષ્યા વિનાનો અને કાર્યની સિદ્ધિ—અસિદ્ધિમાં સમતાવાળો પુરુષ કર્મ કરવા છતાં તેનાથી બંધાતો નથી. ૨૨

ફળાસક્તિરહિત, જ્ઞાનમાં સ્થિર ચિત્તવાળા અને યજ્ઞને માટેજ કર્મ કરનારા મુક્ત પુરુષનાં સમગ્ર કર્મ નાશ પામેછે. ૨૩

અર્પણ બ્રહ્મ છે, હોમવાની વસ્તુ બ્રહ્મ છે અને બ્રહ્મ-રૂપ અગ્નિમાં બ્રહ્મરૂપ હોમનારે જે હોમ્યું છે તે પણ બ્રહ્મ છે; આવી બ્રહ્મબુદ્ધિરૂપ કર્મ સમાધિવાળાને પ્રાપ્ત થનારૂં ફ્ળ પણ બ્રહ્મજ છે. ૨૪

કોઇ યોગીઓ દૈવયજ્ઞનેજ ઉપાસેછે અને બીજાઓ યજ્ઞવડે યજ્ઞનેજ બ્રહ્માગ્નિમાં હોમેછે. ૨૫

કેટલાક કાન વગેરે ઇન્દ્રિયોને સંયમરૂપી અગ્નિમાં હોમેછે, તો કેટલાક શબ્દાદિ વિષયોને ઇંદ્રિયોરૂપ અગ્નિમાં હોમેછે. ૨૬

કેટલાક ઇંદ્રિયોનાં તથા પ્રાણનાં સર્વ કર્મોને જ્ઞાન-વડે પ્રજ્વલિત થયેલા આત્મસંયમરૂપ યોગાગ્નિમાં હોમેછે.

એજ પ્રમાણે દ્રઢ વ્રતવાળા યતિઓ કોઈ દ્રવ્યયજ્ઞ, કોઇ તપયજ્ઞ, કોઇ યોગયજ્ઞ, કોઇ સ્વાધ્યાયયજ્ઞ અને કોઇ જ્ઞાનયજ્ઞ કરનારા હોય છે. ૨૮

પ્રાણાયામપરાયણ યોગીઓ પ્રાણાપાનની ગતિ રોકીને કેટલાક પ્રાણને અપાનમાં તો કેટલાક અપાનને પ્રાણમાં હોમેછે, અને કેટલાક નિયમિત આહારવાળા પ્રાણો-નેજ પ્રાણોમાં હોમે છે. આ સર્વ યોગીઓ યજ્ઞના રહસ્યને

જાણનારા યજ્ઞવડે પાપને હણનારા અને યજ્ઞના શેષરૂપી અમૃતને જમનારા થઇને સનાતન બ્રહ્મને પામેછે. યજ્ઞ નહિ કરનારને માટે આલોકજ નથી, તો હે કુરૂશ્રેષ્ઠ! પરલોક ક્યાંથી? ૨૯–૩૦–૩૧

એ પ્રમાણે જે ઘણા પ્રકારના યજ્ઞો વેદમાં વિસ્તારથી કહ્યા છે, તે સર્વ કર્મવડેજ થાય છે, એમ જાણવાથી તું પણ કર્મ કરી મુક્ત થઇશ. ૩૨

હે પરંતપ! દ્રવ્યવડે કરાતા યજ્ઞ કરતાં જ્ઞાનયજ્ઞ શ્રેષ્ઠ છે, કારણકે હે પાર્થ! સર્વ કર્મો જ્ઞાનમાંજ સમાપ્ત થાય છે. ૩૩

એ જ્ઞાન તું જ્ઞાનીઓ પાસે જઇને પ્રણામથી, પ્રશ્નથી અને સેવાથી મેળવ. તત્ત્વદર્શી જ્ઞાનીઓ તને તેનો ઉપદેશ કરશે. ૩૪

હે પાંડવ! એ જ્ઞાનને જાણીને તું ફરી આમ મોહને પામીશ નહિ અને એનાવડે તું સર્વ ભૂતોને પોતામાં અને મારામાં રહેલાં જોઇશ. ૩૫

કદાપિ તું સર્વ પાપીઓથી વધારે પાપી હઇશ તોપણ એ જ્ઞાનરૂપી નૌકાવડે તે સર્વ પાપના સમુદ્રને સહેજે તરી જઇશ. ૩૬

હે અર્જુન! જેમ સળગેલો અગ્નિ લાકડાંને ભસ્મરૂપ કરેછે, તેમ જ્ઞાનરૂપી અગ્નિ સમગ્ર કર્મોને ભસ્મરૂપ કરેછે. ૩૭

ખરેખર! જ્ઞાનના જેવું પવિત્ર કરનારૂં આ જગતમાં કશુંજ જણાતું નથી. કર્મયોગને સિદ્ધ કરનારો પુરુષ તે જ્ઞાન કાળે કરીને પોતેજ પોતામાં રૂડે પ્રકારે પામેછે.૩૮

એ જ્ઞાન જે શ્રદ્ધાવાન મનુષ્ય જીતેંદ્રિય બનીને તેની પૂંઠેજ લાગ્યો રહેછે તેનેજ મળેછે, અને જ્ઞાન પામતાં તે તરતજ પરમ શાન્તિને—કૈવલ્ય મોક્ષને પામેછે. ૩૯

અજ્ઞાની, અશ્રદ્ધાળુ તથા સંશયી મનુષ્ય તો વિનાશજ પામેછે. સંશયાત્માને આલોક નથી, પરલોક નથી અને સુખ શાંતિ પણ નથી. ૪૦

હે ધનંજય! આ પ્રમાણે કર્મયોગપૂર્વક કર્મોનો સંન્યાસ કરનારને અને જ્ઞાનવડે જેના સંશયો છેદાઇ ગયા છે એવા આત્મજ્ઞાનીને કર્મો બાંધી શકતાં નથી. ૪૧

તેટલા માટે હે ભારત! હૃદયમાંના આ અજ્ઞાનજન્ય સંશયને જ્ઞાનરૂપી તલવારવડે છેદીને કર્મયોગનો આશ્રય કર અને યુદ્ધ કરવાને ઉભો થા. ૪૨

**અધ્યાય ચોથો સમાપ્ત.**

——:o:——

## અધ્યાય ૫ મો—કર્મસંન્યાસયોગ.

અર્જુન બોલ્યાઃ—

હે કૃષ્ણ! આપ કદિ કર્મના ત્યાગને તો બીજી વાર કર્મના યોગને વખાણોછો, માટે એ બેમાં જે નિશ્ચિત કલ્યાણકારી હોય તેજ મને કહો. ૧

શ્રીભગવાન બોલ્યાઃ—

કર્મસંન્યાસ અને કર્મયોગ બંને કલ્યાણકારક છે, પણ તેમાં કર્મસંન્યાસ કરતાં કર્મયોગ વિશેષ સુગમ છે. ૨

જે કશાનો દ્રેષ પણ કરતો નથી તેમ ઇચ્છા પણ કરતો નથી, તેને કર્મ કરતો છતાં પણ તું સદા સંન્યાસીજ જાણ. કેમકે હે મહાબાહો! એવો નિર્દ્રંદ્ર પુરુષ સુખપૂર્વક સંસાર બંધનથી મુક્ત થાય છે. ૩

અજ્ઞાનીઓજ સાંખ્ય (કર્મ ત્યાગ) અને કર્મયોગને જુદા કહેછે, પંડિતો નથી કહેતા, કેમકે બેમાંના કોઇ પણ માર્ગમાં પૂર્ણ સ્થિતિવાળો મનુષ્ય બંને માર્ગના ફળને પામેછે.

જે મોક્ષસ્થાન સાંખ્યવડે પમાય છે તે સ્થાન યોગથી પણ પમાય છે, માટે સાંખ્યને અને યોગને જે એક જાણેછે તેજ યથાર્થ જાણેછે. ૫

પરંતુ હે મહાબાહો! કર્મયોગ વિનાનો કર્મસંન્યાસ થવો અતિ કઠિન છે; અને યોગયુક્ત સંન્યાસી થોડામાંજ બ્રહ્મને પામેછે. ૬

શુદ્ધ ચિત્તવાળો, દેહ-ઇંદ્રિયને જીતનારો અને સર્વ ભૂતોના આત્માને પોતાનો આત્મા જાણનારો યોગયુક્ત સંન્યાસી સર્વ કર્મ કરવા છતાં પુણ્ય પાપથી લેપાતો નથી. ૭

યોગયુક્ત તત્ત્વજ્ઞાની (સંન્યાસી) જોતો, સાંભળતો, સ્પર્શ કરતો, સુંઘતો, ખાતો, ચાલતો, ઉંઘતો, શ્વાસ લેતો, બોલતો, ત્યાગ કરતો, ગ્રહણ કરતો અને નેત્રાદિને ઉઘાડતો, તથા વિંચતો હોવા છતાં પણ "ઇંદ્રિયોજ ઇંદ્રિયોના વિષયોમાં વર્તે છે" એવી બુદ્ધિ રાખીને "પોતે કાંઈજ કરતો નથી" એમજ માને. ૮-૯

જે પુરુષ બ્રહ્મમાં અર્પણ કરીને અને ફળની આસક્તિ ત્યજીને કર્મો કરેછે, તે જળમાં કમળ જેમ નથી લેપાતું તેમ પાપ પુણ્યથી લેપાતો નથી. ૧૦

માટે કર્મયોગી પુરુષ કાયાથી, મનથી, બુદ્ધિથી તેમજ કેવળ ઇંદ્રિયોથી પણ જે કર્મો કરેછે તે આસક્તિ વિના માત્ર આન્તરશુદ્ધિ અર્થેજ કરેછે. ૧૧

યોગયુક્ત પુરુષ કર્મફળને ત્યજીને જ્ઞાન નિષ્ઠાદ્વારા મળનારી ઉત્તમ શાન્તિને પામેછે અને યોગરહિત પુરુષ કામનાને લીધે ફળાસક્ત રહીને કર્મથી બંધાય છે. ૧૨

જીતેંદ્રિય પુરુષ સર્વ કર્મો કરવા છતાં પણ મનવડે તેને ત્યજતો ( બ્રહ્માર્પણ કરતો ) હોવાથી નવદ્વારવાળા આ દેહ નગરમાં સુખેથી રહેછે, અને તે નથી કાંઈ કરતો કે નથી કાંઇ કરાવતો. ૧૩

લોકોના કર્તાપણાને, કર્મોને કે કર્મ અને તેના ફળના સંયોગને ઈશ્વર રચતો નથી, પરંતુ પ્રકૃતિથીજ એ સર્વ રચાય છે. ૧૪

વિભુ કોઇના પાપને પણ લેતો નથી તેમ પુણ્યને પણ લેતો નથી. અજ્ઞાનથી જ્ઞાન ઢંકાવાને લીધેજ પ્રાણીઓ મોહ પામેછે. ૧૫

જેઓનું તે અજ્ઞાન આત્મજ્ઞાનવડે નાશ પામ્યું હોય છે, તેઓનું તે જ્ઞાનજ સૂર્યની પેઠે તે પરમાત્માને દર્શાવી આપેછે. ૧૬

તે પરમાત્મામાંજ બુદ્ધિવાળા, તેમાંજ મનવાળા, તેમાંજ નિષ્ઠાવાળા અને તેનેજ પરાયણ રહેનારા મનુષ્યોનાં સર્વ પાપ ધોવાઇ જઈને તેઓ તે જન્મમરણરહિત મોક્ષ-પદને પામેછે. ૧૭

એવા જ્ઞાનીઓ વિદ્યા તથા નમ્રતાવાળા બ્રાહ્મણમાં, ગાયમાં, હાથીમાં, કુતરામાં અને ચાંડાળમાં પણ સમદૃષ્ટિવાળા હોય છે. ૧૮

એ પ્રમાણે જેઓનું મન સમભાવમાં સ્થિર થયું છે તેઓએ આ લોકમાંજ જન્મમરણને જીત્યું છે, અને બ્રહ્મ સમ તથા નિર્દોષ હોવાથી તેઓને બ્રહ્મમાંજ સ્થિત થયેલા જાણવા. ૧૯

પ્રિય વસ્તુને પામીને જે હર્ષ પામતો નથી અને અપ્રિય વસ્તુને પામીને ઉદ્વેગ પામતો નથી, આવો સ્થિર બુદ્ધિવાળો તથા મોહ રહિત બ્રહ્મવેત્તા સદા બ્રહ્મમાંજ સ્થિત છે. ૨૦

આવો બાહ્ય વિષયોમાં આસક્તિવિનાનો પુરુષજ આત્મામાં જે સુખ છે તેને અનુભવેછે અને બ્રહ્મસાક્ષાત્કારને પામીને અક્ષય સુખ અનુભવેછે. ૨૧

વિષયોનાં સ્પર્શજન્ય સુખભોગ ઉત્પત્તિ અને નાશવાળા હોવાથી દુઃખનાજ મૂળરૂપ છે, માટે હે કૌંતેય! બુદ્ધિમાન તેમાં રમણ કરતા નથી. ૨૨

આ લોકમાં પોતાના જીવન સમયમાંજ કામક્રોધથી ઉપજેલા વેગને જે સહન કરી શકેછે, તેજ પુરુષ યોગી છે અને તેજ સુખી છે. ૨૩

એવો અંતરમાંજ સુખવાળો, અંતરમાંજ આરામ-વાળો, અંતરમાંજ જ્ઞાનજ્યોતિવાળો અને જીવતાંજ બ્રહ્મ-રૂપ થયેલો યોગી દેહ છુટેથી પણ બ્રહ્મનિર્વાણનેજ પામેછે.

પાપ જેમનાં ક્ષીણ થયાં છે, સંશય જેઓના છેદાઇ ગયા છે, ચિત્ત જેમનું વશ છે અને જેઓ સર્વ ભૂતોનું હિત કરવામાં પ્રીતિવાળા છે, એવા ઋષિઓ બ્રહ્મનિર્વાણને પામેછે. ૨૫

કામ, ક્રોધ જેમના વીતિ ગયા છે, જેમનું ચિત્ત વશ છે અને જે આત્માને જાણનારા છે, એવા યતિઓને બ્રહ્મનિર્વાણ સદા પ્રાપ્તજ છે. ૨૬

જેણે બાહ્ય વિષયોને દૂર રાખીને તેમજ દૃષ્ટિને ભ્રમ-રોની મધ્યમાં સ્થાપીને તથા નાસિકામાં જતા આવતા પ્રાણ અને અપાનને સમાન કરીને ઇંદ્રિયો, મન, બુદ્ધિને વશ કર્યાં છે, અને જેનાં ઇચ્છા, ભય, ક્રોધ, ગે જતાં રહેલાં છે, એવો મોક્ષપરાયણ મુનિ કર્મ કરે વા ન કરે તોપણ સદા મુક્તજ છે. ૨૭—૨૮

મને યજ્ઞ અને તપનો ભોક્તા, સર્વ લોકોનો મહેશ્વર તથા સર્વ પ્રાણીઓનો પરમ શુભેચ્છક જાણીને તે જીવન-મુક્ત શાન્તિ પામેછે. ૨૯

**અધ્યાય પાંચમો સમાપ્ત.**

——:૦:——

## અધ્યાય ૬ ઠ્ઠો—આત્મસંયમયોગ.

શ્રીભગવાન બોલ્યા:—

ફળેચ્છા વિનાજ જે કર્તવ્ય કર્મ કરેછે, તેજ સંન્યાસી અને તેજ યોગી છે; અગ્નિ વિનાનો અને ક્રિયા વિનાનો હોય તે નહિ. ૧

માટે હે પાંડવ ! જેને સંન્યાસ કહેછે તેને પણ તું યોગજ જાણ, કેમકે સંકલ્પ તજ્યા વિના કોઇ પૂર્ણ યોગી થઇ શકતોજ નથી. ૨

પરંતુ એવા સંપૂર્ણ યોગની ઈચ્છાવાળા મુનિને માટે પણ શરૂઆતમાં તો નિષ્કામ કર્મજ સાધન કહ્યું છે, અને યોગમાં આરૂઢ થયા પછીજ તેને માટે શમ (સર્વ સંકલ્પ ત્યાગ) એ સાધન કહ્યું છે. ૩

કર્મ કરતાં કરતાં મનુષ્ય જ્યારે ઉપરામ બનીને ઇંદ્રિયોના વિષયોમાં અને કર્મમાં નથી જોડાતો અને અંતરંગ સાધના વડે જ્યારે સર્વ સંકલ્પનો ત્યાગ કરેછે ત્યારેજ તેને સંપૂર્ણ યોગારૂઢ થયેલો કહેછે. ૪

મનુષ્ય પોતેજ પોતાનો બંધુ અને પોતેજ પોતાનો શત્રુ છે, માટે તેણે પોતાનાથીજ પોતાનો નાશ ન કરતાં પોતાનો ઉદ્ધાર કરવો. ૫

જેણે મનને જીત્યું તેને માટે તે મન બંધુ સમાન સહાયક બનેછે, અને તે ન જીત્યું હોય તેની સાથે તે મન શત્રુની પેઠે વર્તેછે. ૬

મનને જીતનારા પ્રશાંત પુરુષનો આત્મા ટાઢ, તડકો, સુખ, દુઃખ તથા માન અને અપમાનમાં સમાનજ રહેછે.૭

જ્ઞાન અને વિજ્ઞાનથી તૃપ્ત થયેલો, અડગ, જીતેંદ્રિય અને પત્થર, માટી તેમજ સોનામાં સમબુદ્ધિવાળો યોગીજ યોગારૂઢ કહેવાય છે. ૮

સુહૃદ, મિત્ર, શત્રુ, તટસ્થ, મધ્યસ્થ, દ્વેષપાત્ર, બંધુ, સાધુ તેમજ પાપીમાં પણ જેની સમબુદ્ધિ છે તેવો પુરુષ પણ શ્રેષ્ઠ યોગી છે. ૯

એવા ઉત્તમ યોગને ઇચ્છનારા પુરુષે એકલા એકાંતમાં સ્થિર થઇને, મન અને ઇંદ્રિયાદિને વશ કરીને તથા આશા અને સંગ્રહથી રહિત થઇને ચિત્તને નિરંતર યોગાભ્યાસમાં જોડવું. ૧૦

પવિત્ર સ્થાનમાં, અતિ ઉંચું નહિ તેમ અતિ નીચું નહિ એવું, અને દર્ભ ઉપર મૃગચર્મ તથા વસ્ત્રનું પોતાનું આસન તૈયાર કરીને— ૧૧

તે આસનપર બેસી મનને એકાગ્ર કરીને તથા ચિત્ત અને ઇંદ્રિયોની ક્રિયાઓને રોકીને અંતઃકરણની વિશુદ્ધિને માટે યોગાભ્યાસ કરવો. ૧૨

કાયા, માથું અને ડોકને સીધાં, અચળ અને સ્થિર રાખીને, દિશાઓ તરફ ન જોતાં નાસિકાની અણી ઉપર દૃષ્ટિને સ્થિર કરીને— ૧૩

યોગીએ અતિ શાંત ચિત્તવાળા તથા નિર્ભય થઇને, બ્રહ્મચર્યવ્રત પાળતા રહીને, મનને રોકીને અને ચિત્તને મારામાં જોડીને મારા ધ્યાન પરાયણ થઇ બેસવું. ૧૪

મનને વશ રાખનારો યોગી આ પ્રમાણે તેને સદા મારા ચિંતનમાં જોડતો રહીને મારા સ્વરૂપભૂત નિર્વાણ-પદની પરમ શાન્તિને પામેછે. ૧૫

હે અર્જુન! બહુ ખાનારથી તેમ કેવળ નહિ ખાના-રથી, અને બહુ ઉંઘનારથી તેમ બહુ જાગનારથી પણ યોગા-ભ્યાસ નથીજ બનતો. ૧૬

યોગ્ય આહાર વિહારવાળાને, કર્મમાં યોગ્ય ચેષ્ટા-વાળાને તથા યોગ્ય પ્રમાણમાં ઉંઘવા—જાગવાવાળાનેજ યોગા-ભ્યાસ સુખદાયક નીવડેછે. ૧૭

યોગાભ્યાસથી અત્યંત વશ થયેલું ચિત્ત જ્યારે આત્મામાંજ સ્થિતિ કરેછે અને સર્વ વિષયોથી નિસ્પૃહ થાય છે, ત્યારેજ તે "યુક્ત" એટલે આત્મામાં જોડાયું એમ કહેવાય છે. ૧૮

યોગીના એવા રોકાયલા ચિત્તને "પવનવિનાના સ્થળમાં રહેલી દીપકની સ્થિર જ્યોતિના જેવું" એવી ઉપમા આપેલી છે. ૧૯

આમ યોગાભ્યાસથી રૂંધાયલું ચિત્ત જ્યાં અન્ય ચિંતનોથી ઉપરામ થઇને આત્માવડે આત્માને જોઇ આત્મામાંજ સંતુષ્ટ બની રહેછે, જ્યાં ઇન્દ્રિયોથી અગમ્ય તથા બુદ્ધિવડેજ અનુભવી શકાય એવા અપાર આત્મસુખને તે અનુભવે છે, જ્યાં સ્થિર થયેલો યોગી તત્ત્વથી કદિ ચળતો નથી, તથા જે સ્થિતિના લાભને એકવાર પામ્યા પછી બીજા કોઇપણ લાભને તેના કરતાં અધિક માનતો નથી, જે સ્થિતિમાં સ્થિર થયેલો યોગી મોટા દુ:ખથી પણ ચલાયમાન થતો નથી, અને જે સ્થિતિમાં દુ:ખનું તો નામ સુદ્ધાં નથી, એવી ચિત્તની ચિદાનંદમય આત્મસ્થિતિનું નામજ ખરો–'પૂર્ણ' યોગ' જાણવું; અને તેવા

યોગનોજ નિશ્ચયપૂર્વક તથા કંટાળ્યા વિના અભ્યાસ કરવો. ૨૦ થી ૨૩

એવા યોગને ઇચ્છનારે સંકલ્પથી ઉપજતી સર્વ કામનાઓને સંપૂર્ણ રીતે ત્યજીને અને મનવડે સર્વ ઇન્દ્રિયોને સર્વ તરફથી નિયમિત કરીને, પછી ધીરજપૂર્વક વિવેક બુદ્ધિવડે મનને પણ ધીમે ધીમે નાશવંત પદાર્થોથી ઉપરામ કરીને તે સચ્ચિદાનંદ પરમાત્માનાજ ચિંતનમાં સ્થિર કરવું અને અન્ય વિષયોનું જરા પણ ચિંતન કરવું નહિ. ૨૪–૨૫

આ પ્રમાણે અભ્યાસ કરતાં ચંચળ અને અસ્થિર સ્વભાવવાળું મન બીજી જે જે બાબતમાં જાય તે તે બાબતમાંથી તેને વિવેક બુદ્ધિવડે પાછું વાળીને આત્મચિંતનમાંજ જોડવું. ૨૬

આવા અભ્યાસથી યોગી પ્રશાંતચિત્ત, રજસરહિત, બ્રહ્મપરાયણ અને પાપરહિત બનતાં નિશ્ચય તેને ઉત્તમ સુખ પ્રાપ્ત થાય છે. ૨૭

નિષ્પાપ યોગી આ પ્રકારે મનને સદા આત્મામાં જોડતો થકો બ્રહ્મસાક્ષાત્કારના આત્યન્તિક આનંદને પણ સુખથી અનુભવેછે. ૨૮

આવા સાક્ષાત્કારને પામેલો યોગી સર્વત્ર સમદૃષ્ટિ-વાળો થઇને સર્વ ભૂતોમાં આત્માને અને આત્મામાં સર્વ ભૂતોને રહેલાં જુએછે. ૨૯

આમ જે મને–પરમાત્માને સર્વમાં અને સર્વને મારામાં રહેલાં જુએછે તેનાથી હું દૂર થતો નથી અને તે મારાથી દૂર થતો નથી. ૩૦

જે યોગી સર્વ ભૂતોમાં રહેલા મને આવા એકાત્મ-ભાવમાં નિષ્ઠા રાખીને ભજેછે તે સર્વ પ્રકારે વર્તતો છતાં મારામાંજ વર્તેછે. ૩૧

હે અર્જુન ! જે યોગી સુખ અને દુઃખ સર્વ કોઇને પોતાની પેઠે સમાનજ થતાં જાણેછે તેને શ્રેષ્ઠ માન્યો છે.૩૨

અર્જુન બોલ્યાઃ—

હે મધુસૂદન ! આ સમબુદ્ધિવડે પ્રાપ્ત થનારો યોગ આપે કહ્યો તે યોગ મનની ચંચળતાને લીધે ટકી રહે એમ હું જોતો નથી. ૩૩

કેમકે હે કૃષ્ણ ! આ મન અતિ ચંચળ, ઇંદ્રિયોને વિહ્વલ કરનારૂં બળવાન તથા હઠીલું છે, જેથી તેને રોકવું એ વાયુને રોકવા જેવું અતિ કઠિન મને લાગેછે. ૩૪

**શ્રી ભગવાન બોલ્યાઃ—**

હે મહાબાહો! એ મન ચંચળ અને વશ થવું કઠિણ છે એમાં સંશય નથી, પરંતુ હે કૌંતેય! અભ્યાસ અને વૈરાગ્યવડે તે પણ જરૂર વશ થાય છે. ૩૫

મન વશ ન કરનારનેજ યોગની પ્રાપ્તી દુર્લભ છે; યોગ્ય ઉપાયથી મનને વશ કરનારા પ્રયત્નશીલ પુરુષને તો યોગ અવશ્ય પ્રાપ્ત થઇ શકેછેજ, એવો મારો નિશ્ચય છે. ૩૬

**અર્જુન બોલ્યાઃ—**

હે કૃષ્ણ! શ્રદ્ધાવાન છતાં પ્રયત્ન ન થઇ શકવાથી જેનું મન યોગથી ચલીત રહેતું હોય, તો તે મનુષ્ય યોગ-સિદ્ધ ન થવાથી કેવી ગતિને પામેછે? ૩૭

એવો બ્રહ્મના માર્ગમાં સ્થિતિ પામ્યા વિનાનો મોહ-ગ્રસ્ત પુરુષ, છૂટા પડેલા વાદળની પેઠે ક્યાંક બન્ને તરફથી ભ્રષ્ટ થઇને નાશ તો નથી પામતો? ૩૮

હે કૃષ્ણ! મારા આ સંશયને સમૂળો છેદવાને આપજ યોગ્ય છો; આપ વિના આ સંશયને ટાળનાર કોઇ મળે તેમ નથી. ૩૯

શ્રીભગવાન બોલ્યાઃ—

હે પાર્થ! આલોકમાં તેમ પરલોકમાં તેનો વિનાશ નથીજ થતો. હે તાત! શુભ કાર્ય કરનારો કોઇ પણ મનુષ્ય દુર્ગતિને નથીજ પામતો. ૪૦

યોગભ્રષ્ટ મનુષ્ય પુણ્યશાળીઓને પ્રાપ્ત થનારા સ્વર્ગાદિ લોકને પામી ત્યાં ઘણાં વર્ષ રહીને પછી પવિત્ર શ્રીમાનના ગૃહમાં જન્મેછે. ૪૧

અથવા તો તે બુદ્ધિમાન યોગીઓનાજ કુળમાં જન્મેછે, પરંતુ આલોકમાં આ પ્રકારનો જન્મ અતિ દુર્લભ છે. ૪૨

ત્યાં તે પૂર્વજન્મના બુદ્ધિસંયોગને પામેછે, અને હે કુરૂનંદન! પૂર્ણત્વ મેળવવાને માટે પુનઃ પ્રયત્ન કરેછે. ૪૩

પૂર્વના અભ્યાસને લીધે તે યોગ તરફ પરાણે ખેંચાય છે અને તેવો યોગનો જીજ્ઞાસુ પણ શબ્દબ્રહ્મને ઓળંગી જાયછે. તે અવશ્ય—૪૪

પ્રયત્નપૂર્વક અભ્યાસ કરતો થકો યોગી આ પ્રમાણે અનેક જન્મે પણ પાપરહિત બની યોગસિદ્ધ થઇને પરમ ગતિને પામેછેજ. ૪૫

કેવળ તપસ્વીથી તેમ શાસ્ત્રપંડિતથી યોગી અધિક છે. વળી કર્મકાંડીથી પણ તેને અધિક માનેલો છે, માટે હે અર્જુન ! તું યોગી થા. ૪૬

તથાપિ સર્વ યોગીઓમાં પણ જે મારામાંજ અંતઃકરણ રાખીને શ્રદ્ધા સહિત મને ભજેછે, તેનેજ મેં શ્રેષ્ઠ યોગી માન્યો છે. ૪૭

અધ્યાય છઠ્ઠો સમાપ્ત.

——:૦:——

## અધ્યાય ૭ મો—જ્ઞાનવિજ્ઞાનયોગ.

**શ્રીભગવાન** બોલ્યાઃ—

હે પાર્થ ! મનને મારામાં આસક્ત કરી મારોજ આશ્રય લઈને યોગમાં જોડાવાથી તું નિઃસંશય મને સમગ્રરૂપે જે રીતે જાણીશ તે સૂણ. ૧

હું તને એ જ્ઞાન, વિજ્ઞાન સહિત પૂરેપૂરૂં કહીશ; તે જાણ્યા પછી આલોકમાં તારે બીજું કાંઈ પણ જાણવાનું બાકી રહેશે નહિ. ૨

હજારો મનુષ્યોમાંથી કોઇકજ એ જ્ઞાન સિદ્ધ કરવાનો યત્ન કરેછે, અને યત્ન કરી સિદ્ધ કરનારામાંથી પણ કોઇકજ મને તત્ત્વથી ( અપરોક્ષપણે ) જાણેછે. ૩

ભૂમિ, જળ, અગ્નિ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અહંકાર, એમ આઠ વિભાગમાં મારી પ્રકૃતિ વહેંચાયલી છે. ૪

એ તો મારી કનિષ્ઠ પ્રકારની પ્રકૃતિ કહી; હે મહાબાહો ! હવે એનાથી શ્રેષ્ઠ એવી મારી જે બીજી પ્રકૃતિ તેને જીવરૂપે રહેલી જાણ કે જેના વડે આ જગત ધારણ થાય છે. ૫

આ બે પ્રકારની પ્રકૃતિ સર્વ ભૂતોનું ઉત્પત્તિદ્વાર છે, અને તેના દ્વારાજ મને સર્વ જગતની ઉત્પત્તિ તથા પ્રલયનો કર્તા જાણ. ૬

હે ધનંજય ! મારાથી ઉત્તમ હોય એવું બીજું કાંઇ પણ નથી. જેમ દોરામાં અનેક મણિ પરોવેલાં હોય તેમ મારામાં આ સર્વ ભૂતો પરોવાયલાં છે. ૭

હે કૌંતેય ! સર્વ જળોમાં રસ હું છું, ચંદ્ર-સૂર્યમાં પ્રકાશ હું છું, સર્વ વેદોમાં પ્રણવ હું છું, આકાશમાં શબ્દ હું છું અને મનુષ્યોમાં જે પરાક્રમ તે પણ હુંજ છું.

પૃથ્વીમાં શુદ્ધ સુવાસ હું છું, અગ્નિમાં તેજ હું છું, સર્વ ભૂતોમાં જીવનશક્તિ હું છું અને તપસ્વીઓમાં તપ પણ હુંજ છું. ૯

હે પાર્થ ! સર્વ ભૂતોનું સનાતન બીજ મનેજ જાણ. વળી બુદ્ધિમાનોની બુદ્ધિ અને તેજસ્વીઓનું તેજ પણ હુંજ છું. ૧૦

કામ અને તૃષ્ણા વિનાના બળવાનોમાં રહેલું સાત્વિક બળ તેજ હું છું, અને હે ભરતર્ષભ ! સામાન્ય પ્રાણીઓમાં રહેલો ધર્મથી વિરૂદ્ધ ન હોય એવો કામ પણ હુંજ છું. ૧૧

વળી જગતમાં બીજા પણ જે કાંઈ સાત્વિક, રાજસિક અને તામસિક પદાર્થો છે, તે સર્વ મારાથીજ ઉપજેલા જાણ. વળી તેઓ બધા મારામાં રહેલા છે; હું બધો તેઓમાં રહેલો નથી. ૧૨

એ ત્રણગુણમય નાશવંત પદાર્થોમાંજ આ સ
જગત મોહ પામેલું હોવાથી એનાથી શ્રેષ્ઠ એવા મને
અવિનાશીને તે જાણતું નથી. ૧૩

મારી આ અલૌકિક અને ત્રિગુણાત્મક માયા તર
કઠિન છે, પણ જેઓ મારે શરણે આવેછે તેઓ તેને સહ
તરી શકેછે. ૧૪

એ માયાવડે જેમનું જ્ઞાન હરાઇ ગયું છે એવા મૃ
અને કુકર્મી નરાધમો આસુરી સ્વભાવમાં પડવાથી મ
શરણ થતા નથી. ૧૫

હે ભરતશ્રેષ્ઠ અર્જુન! ચાર પ્રકારના સદાચા
મનુષ્યો મને ભજેછે; દુઃખી, જીજ્ઞાસુ, વિષયોની ઇચ્છાવા
અને જ્ઞાની. ૧૬

તેઓમાં અનન્ય ભાવે મારી ભક્તિ કરનારો અ
સદા મારામાં જોડાઇ રહેનારો જ્ઞાની શ્રેષ્ઠ છે. આવા જ્ઞાની
હું અત્યંત પ્રિય છું અને એવો જ્ઞાની મને બહુ પ્રિય છે. ૧

એ સર્વ ભક્તો સારા છે તોપણ જ્ઞાનીને તો
મારો આત્માજ માનુંછું, કેમકે તે મનેજ ઉત્તમ ગતિ
માનીને મારામાં મન જોડીને રહેલો હોય છે. ૧૮

અનેક જન્મોને અંતે જ્ઞાની "આ સર્વ વાસુદેવરૂપજ" છે, એમ જાણીને મને પામ્યો હોય છે, પરંતુ એવો મહાત્મા અતિ દુર્લભ છે. ૧૯

વિવિધ કામનાઓને લીધે જેઓનું તે જ્ઞાન દબાઇ રહ્યું છે એવા મનુષ્યો, પોતપોતાની પ્રકૃતિને આધીન થઇને તે તે પ્રકારના નિયમોનું પાલન કરીને અન્ય દેવોને ભજેછે. ૨૦

એ પ્રમાણે જે જે મનુષ્ય જે જે દેવના સ્વરૂપને શ્રદ્ધાથી પૂજવા ઇચ્છેછે તેની શ્રદ્ધા તે તે દેવપર હું અચળ કરૂંછું. ૨૧

આમ અચળ શ્રદ્ધાવાળા થઇને તે, તે તે દેવની આરાધના કરેછે અને મારાજ નિર્માણ કરેલા તે તે પદાર્થો ફળરૂપે નિશ્ચય પામેછે. ૨૨

પણ તે અલ્પબુદ્ધિવાળાઓને મળનારાં તે ફળ નાશવંતજ હોય છે. દેવોના ભક્ત દેવોને પામેછે અને મારા ભક્ત મનેજ પામેછે. ૨૩

અબુદ્ધ લોકો મારા પરમ સર્વોત્તમ અવિનાશી સ્વરૂપને ન જાણતા હોવાથીજ, મને અપ્રકટને દેહમાં આવેલો માનેછે. ૨૪

યોગમાયાના આવરણને લીધે સર્વ મને જોઇ શકતા નથી, અને તેથીજ આ મૂઢ લોકો મને–અજન્મા તથા અવિનાશીને જાણતા નથી. ૨૫

હે અર્જુન ! પૂર્વે થઇ ગએલાં, હમણાં છે તે, અને ભવિષ્યમાં થનારાં સર્વ ભૂતોને હું જાણું છું પરંતુ મને કોઇ જાણતું નથી. ૨૬

કારણ હે ભારત ! ઇચ્છા અને દ્વેષને પરિણામે ઉપજનારાં સુખદુ:ખાદિ દ્વંદ્વના મોહને લીધેજ હે પરંતપ ! આ જગતમાં સર્વ પ્રાણીઓ ભ્રમિત થાય છે. ૨૭

પુણ્યકર્મવડે જેમનાં પાપ નાશ પામ્યાં હોય તેઓજ એ સુખદુ:ખાદિ જોડકાંના મોહથી છુટી દૃઢવ્રતવાળા થઇને મને ભજી શકેછે. ૨૮

એ પ્રમાણે જેઓ જરામરણથી છુટવાને માટે યત્ન કરેછે તેઓ તે બ્રહ્મને, સમગ્ર અધ્યાત્મને અને સર્વ કર્મને જાણેછે. ૨૯

એમ જેઓ મને અધિભૂત, અધિદૈવ અને અધિયજ્ઞ સહિત જાણેછે તેઓ યુક્તચિત્તવાળા હોવાથી પ્રયાણકાળે પણ મનેજ જાણેછે. ૩૦

**અધ્યાય સાતમો સમાપ્ત.**

——:૦:——

## અધ્યાય ૮ મો—અક્ષરબ્રહ્મયોગ.



અર્જુન બોલ્યાઃ—

હે પુરુષોત્તમ! તે બ્રહ્મ શું? અધ્યાત્મ શું? કર્મ શું? વળી અધિભૂત કહ્યું તે શું? અને અધિદૈવ શાને કહેછે? ૧

વળી અધિયજ્ઞ શું? હે મધુસૂદન! આ દેહમાં અધિદેહ કોણ છે? અને ચિત્તને વશ રાખનાર અંતકાળે તમને કેવી રીતે જાણે? ૨

શ્રીભગવાન બોલ્યાઃ—

જે સર્વથી પર—અવિનાશી છે તે પરબ્રહ્મ છે, તેના સ્વતઃસિદ્ધ સ્વભાવને અધ્યાત્મ કહેછે, અને સર્વ ભૂતોને ઉત્પન્ન કરવાના સૃષ્ટિવ્યાપારનું નામ કર્મ કહેવાય છે. ૩

આ દેહમાં જે નાશવાન પદાર્થ છે તે અધિભૂત છે, પુરુષ (જીવ) તે અધિદૈવત છે, અને હે દેહધારીઓમાં શ્રેષ્ઠ! અધિયજ્ઞ તે હુંજ છું. ૪

અંતકાળે જે મારૂંજ સ્મરણ કરતો દેહ છોડી જાય છે, તે મારાજ સ્વરૂપને પામેછે, એમાં સંશય નથી. ૫

અથવા હે કુંતિપુત્ર ! તે અંતકાળે જે જે પદાર્થનું સ્મરણ કરતો દેહ છોડેછે, તે-તેજ પદાર્થની ભાવનાવાળો જીવનકાળમાં પણ હોવાથી તેજ પદાર્થને પામેછે. ૬

તે માટે સર્વ કાળમાં તું મારૂં સ્મરણ કરતો રહે અને યુદ્ધ કર. મારામાં મન બુદ્ધિ અર્પણ કરવાથી અસંશય તું મનેજ પામીશ. ૭

હે પાર્થ ! ચિત્ત બીજા કશામાં ન જવા દેતાં અભ્યાસની સહાયથી તેને સ્થિર કરીને પરમ દિવ્ય પુરુષનું ધ્યાન કરનારો મનુષ્ય અવશ્ય તે પુરુષને પામેછે. ૮

જે મનુષ્ય જીવનકાળમાં તે સર્વજ્ઞ, અનાદિ, સર્વનિયંતા, અણુથી પણ સૂક્ષ્મ, સર્વને ધારણ કરનાર, અચિંત્ય રૂપ, સૂર્યને પણ પ્રકાશ આપનાર અને તમસથી રહિત એવા પરમ પુરુષનું સ્મરણ સદા કરતો રહેછે, તે અંતકાળે પણ ભક્તિયુક્ત થઇ મનને તેનાજ ચિંતનમાં સ્થિર કરીને તથા પૂર્વના અભ્યાસના બળથી પ્રાણને ભ્રમરો મધ્યે ખેંચીને તે પરમ દિવ્ય પુરુષનેજ પામેછે. ૯-૧૦

વેદવેત્તાઓ જેને અવિનાશી કહેછે, વીતરાગ યતિઓ જેમાં પ્રવેશ કરેછે, અને જેને ઇચ્છનારા બ્રહ્મચર્યવ્રત આચરેછે, તે પદ વિષે હવે હું તને સંક્ષેપમાં કહુંછું. ૧૧

સર્વ ઇંદ્રિયોનો સંયમ કરીને, મનને હૃદયમાં રૂંધીને, પ્રાણને બ્રહ્મરંધ્રમાં ધારણ કરીને, તથા સમાધિ યોગની ધારણામાં સ્થિર થઇને જે મનુષ્ય "ૐ" એવા બ્રહ્મ-વાચક એકાક્ષર મંત્રના જપવડે મારૂં સ્મરણ કરતો દેહને ત્યજી જાય છે તે પરમ ગતિને પામેછે. ૧૨–૧૩

જે મનુષ્ય અનન્ય ચિત્તથી નિત્ય નિરંતર મારૂં સ્મરણ કરેછે, તેવા નિત્યયુક્ત યોગીને હે પાર્થ! હું સુલભ છું. ૧૪

મને પ્રાપ્ત થઇ પરમ સિદ્ધિને પામેલા મહાત્માઓ, પછી દુઃખના ઘરરૂપ અને નાશવંત એવા પુનર્જન્મને પામતા નથી. ૧૫

હે અર્જુન! બ્રહ્મલોકથી માંડીને સર્વ લોક પુનર્જન્મ પામવાવાળા છે, પરંતુ હે કૌંતેય! મને પામ્યા પછી પુનર્જન્મ નથી. ૧૬

બ્રહ્માનો દિવસ હજાર ચતુર્યુગીનો તથા રાત્રિ પણ હજાર ચતુર્યુગીની જે જાણેછે, તેજ સર્વ પ્રકારના રાત્રિ-દિવસને જાણનારા છે. ૧૭

બ્રહ્માનો દિવસ થતાં અવ્યક્ત (અદૃશ્ય) તત્ત્વમાંથી સર્વ વ્યક્તિઓ પ્રકટેછે, અને રાત્રિ થતાં પાછી તે તેમાંજ લય પામેછે. ૧૮

આ પ્રમાણે હે પાર્થ ! આ તેનો તેજ ભૂતસમુદાય પ્રકટ થઇ થઇને રાત્રિ આવ્યે પરવશપણે લય પામેછે અને દિવસ આવ્યે પ્રકટેછે. ૧૯

પરંતુ તે અવ્યક્ત ( સૂક્ષ્મ )થી પણ અવ્યક્ત એવું બીજું તેનું પરમ સનાતન સ્વરૂપ છે, તે સર્વભૂતો નષ્ટ થવા છતાં પણ નષ્ટ થતું નથી. ૨૦

એ પરમ અવ્યક્ત તત્વને 'અક્ષર' કહેછે અને તેનેજ 'પરમ ગતિ' કહેછે, કે જે પામીને પાછું જન્મ-મરણમાં આવવું પડતું નથી. એ પરમગતિજ મારૂં 'પરમ ધામ' છે. ૨૧

હે પાર્થ ! એ પરમ ગતિરૂપ 'પરમ પુરુષ' કે જેના અંતરમાં આ સર્વ ભૂતો રહેલાં છે, અને જે આ સર્વ ભૂતોમાં વ્યાપી રહેલ છે તેને અનન્ય ભક્તિથીજ પ્રાપ્ત થવાયછે. ૨૨

હવે જે કાળમાં ગયેલા યોગી પાછા જન્મતા નથી અને જે કાળમાં ગયેલા જન્મેછે તે કાળ વિષે હે ભરતશ્રેષ્ઠ ! તને કહુંછું. ૨૩

"અગ્નિ, જ્યોતિ, દિવસ, શુક્લપક્ષ અને ઉત્તરાયણના છ માસ, એ સમયોમાં પ્રયાણ કરનારા બ્રહ્મવેત્તાઓ બ્રહ્મને પામેછે." ૨૪

"ધૂમ, રાત્રિ, કૃષ્ણપક્ષ, દક્ષિણાયનના છ માસ એ સમયોમાં શરીર છોડનારા યોગી ચંદ્રલોકને પામીને છેવટે પાછા અહિં જન્મેછે." ૨૫

આ પ્રમાણે લોકોની શુક્લા અને કૃષ્ણા આ બે કાયમની ગતિઓ મનાય છે, જેમાંની એકથી પુનર્જન્મ નથી અને બીજીથી છે. ૨૬

પરંતુ હે પાર્થ! એ ગતિઓને યથાવત જાણનારો કોઇ યોગી મોહ પામતો નથી, માટે હે અર્જુન! તું સર્વકાળ યોગયુક્તજ રહે. ૨૭

એ માર્ગોને (હવે પછીના અધ્યાયમાં કહેવા પ્રમાણે) યથાવત જાણનારો યોગી વેદોમાં, યજ્ઞોમાં, તપોમાં અને દાનોમાં જે પુણ્યફળ કહ્યું છે, તે સર્વ ફળને ઓળંગી જાયછે, અને સર્વના મૂળરૂપ પરમધામને પામેછે. ૨૮

**અધ્યાય આઠમો સમાપ્ત.**

——:o:——

## અધ્યાય ૯ મો—રાજવિદ્યા—રાજગુહ્યયોગ.

શ્રીભગવાન બોલ્યાઃ—

તું દ્વેષરહિત હોવાથી (પૂર્વોક્ત ગતિઓનું) આ અત્યંત ગુહ્ય જ્ઞાન વિજ્ઞાન સહિત કહું છું, જેને જાણીને તું અકલ્યાણથી મુક્ત થઇશ. ૧

આ જ્ઞાન સર્વ વિદ્યાઓમાં શ્રેષ્ઠ, ગુપ્તમાં ગુપ્ત, પવિત્ર, ઉત્તમ, પ્રત્યક્ષ ફળદાયક, ધર્મસાધક, આચરવામાં સુખકારક અને નિત્ય છે. ૨

હે પરંતપ! આ જ્ઞાનરૂપી ધર્મ ઉપર શ્રદ્ધા નહિ રાખનાર પુરુષો મને નહિ પામતાં મૃત્યુયુક્ત સંસારના માર્ગમાં પાછા આવી પડેછે. ૩

મેં મારા અવ્યક્ત રૂપ વડે આ સર્વ જગત વિસ્તારેલું છે અને સર્વ ભૂતો મારામાંજ સમાઇ રહેલાં છે, પણ હું કાંઈ તેઓમાં સમાઇ રહેલો (સમાઇ જાઉં તેટલો) નથી.

મારા યોગનું ઐશ્વર્ય તો જો! અવ્યક્તરૂપે મારોજ આત્મા સર્વ ભૂતોને ધારણ કરનારો અને તેમની ઉત્પત્તિ તથા પાલન કરનારો છતાં હું તેઓમાં નથી અને તેઓ મારામાં નથી! ૫

સર્વત્ર ગતિ કરનારો મહાન વાયુ પણ જેમ તેનાથી વધારે વિસ્તારવાળા આકાશના એક ભાગમાંજ રહેલો છે, તેમ આ સર્વ ભૂતોને પણ મારા એકજ અંશમાં વસી રહેલાં જાણ. ૬

હે કૌંતેય ! કલ્પને અંતે સર્વ ભૂતો મારી પ્રકૃતિમાં આવી મળેછે, અને કલ્પના આરંભમાં પ્રકૃતિમાંથી પાછાં હું તેઓને સ્રજુછું. ૭

સ્વભાવથીજ પ્રકૃતિને વશ તથા પરાધિન એવા આ સર્વ ભૂતોના સમૂહની આવી ઘડભાંગ હું મારી પ્રકૃતિનો આશ્રય કરીને વારંવાર કરૂંછું. ૮

પરંતુ હે અર્જુન ! એ ઉત્પત્તિ–નાશના કર્મ હું અનાસક્ત તથા ઉદાસીનની પેઠેજ કરતો હોવાથી તે કર્મો મને બાંધી શકતાં નથી. ૯

હે કૌંતેય ! વાસ્તવમાં મારા અધિષ્ઠાનપણાથી (આધારથી) પ્રકૃતિજ સચરાચર જગતની ઘડભાંગ કરેછે, અને જગતની સર્વ દોડધામ પણ એજ ધોરણ ઉપર ચાલ્યા કરેછે. ૧૦

આ પ્રમાણે અધિષ્ઠાનપણાથી હું સર્વ ભૂતોનો મહાન ઇશ્વર છતાં અજ્ઞાની લોક મારા એ સર્વ શ્રેષ્ઠ સ્વરૂપને ન જાણતા મારી–માનવ દેહમાં અધિષ્ઠિત સર્વ શ્રેષ્ઠ આત્માની અવજ્ઞા કરીને અસાર બાહ્ય વિષયોને ઇચ્છેછે. ૧૧

એવા અજ્ઞાન ઉપર રચાયલી તેમની સર્વ ઇચ્છાઓ વ્યર્થ થાય છે, સર્વ કર્મો બંધનકારક થાય છે, તેમનું સર્વ જ્ઞાન વિપરીત અને સર્વ ચિંતન અવળું હોય છે, અને તેથી તેમને મોહમાં ફસાવનારી રાક્ષસી અને આસુરી પ્રકૃતિનોજ આશ્રય લેવો પડેછે. ૧૨

પરંતુ હે પાર્થ ! મહાત્માઓ તો મને–સર્વ ભૂતોના મૂળરૂપ અવિનાશીને–જ પ્રાપ્ત કરવા જેવો જાણતા હોવાથી દૈવી પ્રકૃતિનો આશ્રય લઇને અનન્ય ચિત્તથી મનેજ ભજેછે.

તેઓ સર્વદા મારા શ્રેષ્ઠ સ્વરૂપનું કીર્તન કરેછે, દૃઢ નિયમપૂર્વક પ્રયત્નશીલ રહીને ભક્તિપૂર્વક મને નમન કરેછે અને ચિત્તને મારામાં જોડીને સદા મનેજ ઉપાસેછે. ૧૪

વળી બીજાઓ અભેદ ભાવથી, ભેદભાવથી તેમજ અનેક ભાવથી વિશ્વરૂપ એવા મનેજ જ્ઞાનયજ્ઞથી યજન કરીને ઉપાસેછે. ૧૫

